## નવાં પુસ્તકો

| | |
|---|---|
| બુદ્ધિધન બીરબલ | ૧-૧૨-૦ |
| ગૃહિણી મીત્ર | ૫-૦-૦ |
| ભગવાન બુદ્ધ | ૨-૮-૦ |
| વિક્રમની વાતો | ૪-૮-૦ |
| બુદ્ધિવિલાસ | ૫-૦-૦ |
| જવાહર-કમલા | [illegible]-૦-૦ |
| ચાણક્ય | ૨-૦-૦ |



| | |
|---|---|
| અર્જુનપ્રવાસ | [illegible] |
| પ્રેમકન્યા | ૨-૦-૦ |
| હાસ્યમંઝીલ | ૩-૦-૦ |
| બીરબલની ચિત્રમય બાલવાતો | ૩-૦-૦ |



જ્ઞાન, ગમ્મત અને ચાતુરી સાથે બુદ્ધિનો વિકાસ કરી
સંસ્કારી ને ચિત્રમય વાતો આપતું સુંદર પ્રકાશન

# બીરબલની

ચિત્રમય

# બાલવાતો

154

લેખક

પ્રકાશમ્ રાવલ

પ્રકાશક

એન. એમ. ઠક્કરની કું.

બુકસેલર્સ અને પબ્લિશર્સ

૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.

જુન. ૧૯૫૪ : મૂલ્ય રૂ. ૩ : પ્રથમ આવૃત્તિ.




પ્રકાશક : એન. એમ. ઠક્કરની કું. વતી નંદલાલ મોહનલાલ ઠક્કર
૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ—૨.

મુદ્રક : જાદવજી પીતાંબર ઠક્કર, ઉષા પ્રિન્ટરી, દેવકરણ મેનશન
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨.



માતાપિતા તથા દાદાજીનો લાડીલો સ્વ. રમેશ

## અર્પણ



જેના જતાં માતાને જીવવું અકારૂં
બન્યું તે સ્વ. રમેશને અને તેની માતા
સ્વ. પુષ્પા બહેનના પુણ્યાત્માને

# બાળ દોસ્તોને

બાળ દોસ્તો,

આજે તમે શાળામાં ભણોગણો છો. આવતી કાલે તમારા-માંથી કોઈ શિક્ષક, ડૉક્ટર, વકીલ, કે વેપારી બનશે. પરંતુ દરેક જણમાં પોતપોતાના ધંધામાં સફળતા મેળવવા માટે બુદ્ધિ, ચતુરાઈ અને હાજરજવાબ આપવાની કુશળતા તો હોવી જોઈએ.

આ વિદ્યા તમને તમારી શાળામાં શીખવવામાં આવે છે?

રાજા બીરબલ આ ત્રણેમાં કુશળ હતો. તમને એની બુદ્ધિ, ચતુરાઇ અને હાજરજવાબોથી કંઈપણ નવું શીખવાનું મળે તે માટે આ પુસ્તકમાં એ બધાએ પ્રસંગો વીણી લીધા છે.

દોસ્તો, તમારે જો આવતી કાલની દુનિયામાં સફળતા મેળવવી હોય તો બીરબલ જેવા બુદ્ધિ, ચતુરાઇ અને હાજર-જવાબી બનો. એ માટે બીરબલને તમારો ભાઇબંધ બનાવો.

'નેસડા'<br>મુંબઇ.

'પ્રકાશમ' રાવલ.

# અનુક્રમ

| વાર્તા | | | | પાન નં. |
|---|---|---|---|---|

વાર્તા                                                              પાન નં.



## બીરબલની હાજરજવાબી

વાર્તા પાન નં.




મોટો એવો દરબાર ભરાયો હતો. બાદશાહ અને બેગમ સિંહાસન ઉપર બેઠાં હતાં. ચારે તરફ અમીર ઉમરાવો, રાજા મહારાજાઓ અને પ્રજાજનો સૌ પોતપોતાના આસને બેઠાં હતાં. વચમાં બાદશાહની આગળ બહુરૂપી જાતજાતના ખેલો કરતો હતો. આ જોવાને લોકો એટલા બધા ભેગા થયા હતા કે ગરદીનું પૂછવું જ શું?

બહુરૂપી વારાફરતી જુદાજુદા વેશો ભજવતો હતો. આ જોવામાં બધા તલ્લીન બન્યા હતા. ખેલ પુરો થતાં લોકો બોલી ઉઠતા "વાહ! વાહ! કેવો આબાદ વેશ."

ખેલ જોઇને બાદશાહ અને બેગમ પણ આનંદમાં આવી જતા અને બહુરૂપીને ઈનામ આપતા. બીજા

લોકો પણ આનંદમાં આવી જઈ પોતાની પાસેથી ઈનામ આપતા.

આ વખતે તો પેલા બહુરૂપીએ આબેહૂબ બળદનો વેશ લીધો. જાણે ઘડીભર તમે પણ વિચારમાં પડી જાવ, અને ઓળખી પણ ન શકો. બળદ જેટલીજ ઉંચાઈ. બળદ જેવાજ શીંગડા. બળદ જેવીજ ખુંદ અને બળદ જેવુંજ પૂછડું. અને ચાલે ત્યારે પણ બળદની જેમજ મોઢું હલાવતો ચાલે. ઉભો રહે તોપણ બળદની જેમજ. બેસે તોયે બળદની જેમજ. આ પ્રમાણે બળદનાં વેશમાં કોઈપણ જાતની ભૂલજ નહોતી. બધા લોકો પણ આ વેશ જોઈ એકદમ આનંદમાં આવી ગયા. અને "શાબાશ! શાબાશ!" ના અવાજો કરવા માંડયા. બાદશાહ અને બેગમે આ વખતે આનંદમાં આવી જઈ પોતાની પાસેથી ઝરીની શાલ અને સાડી ઈનામમાં આપી દીધાં. ત્યારપછી બહુરૂપી બળદનો વેશ બદલાવવા પાછો જતો હતો. આ વખતે ત્યાં ઉભેલા એક છોકરાએ બળદના શરીર પર કાંકરી ફેંકી. કાંકરી વાગતાંજ બહુરૂપીએ પોતાના શરીરને થથરાવ્યું. આ જોઈને પેલો છોકરો આનંદમાં આવી ગયો અને પોતાના માથા ઉપરની ફાટેલી એવી ટોપી બહુરૂપી તરફ ફેંકી. જાણે એ એક મોટું ઈનામ ન આપતો હોય!

આ જોઇ બધા લોકોનું ધ્યાન પેલા છોકરા તરફ ગયું. બાદશાહ અને બેગમે પણ એની તરફ જોયું. લોકો એકબીજાને પૂછવા લાગ્યા. "આ છોકરો છે કોણ? શું કામ એણે આમ ટોપી ફેંકી?" પેલો છોકરો તો હાથમાં ચોપડીઓ પકડી, શાંતિથી એક બાજુ પર ઉભો હતો. જાણે કે પૂછાયેલા સવાલનો જવાબ એનો વારો આવતાં એ આપવાની તૈયારી કરતો ન હોય એમ એના ચહેરા પરથી લાગતું હતું.

તુરતજ બહુરૂપી પોતાનો વેશ બદલાવી બાદશાહ આગળ જઇ બોલ્યો. "જહાંપનાહ! આ ટોપી ફેંકનારો છોકરો ઘણોજ ચતુર જણાય છે. જેટલો આનંદ મને આપે અને સભાજનોએ આપેલા ઇનામોથી થયો છે, તેનાથી વધારે આનંદ તો મને આ છોકરાની ચતુરાઇથી અને એણે મને ઇનામમાં આપેલી એની આ ટોપીથી થયો છે." આ પ્રમાણે સાંભળી બાદશાહે પેલા છોકરાને પોતાની નજીક બોલાવ્યો અને પૂછ્યું.

બોલ જોઉં! શું કારણથી તેં તારી ટોપી ફેંકેલી?"

"સરકાર! એને મારા તરફથી ઇનામમાં આપવા માટે."

"શેનું ઇનામ?"

"એણે લીધેલો બળદનો વેશ એણે બરાબર ભજવ્યો તેનું ઇનામ?"

"તે કેવી રીતે ?"

"એ મારી પરીક્ષામાં પસાર થયો એટલે મને લાગ્યું કે આ વેશ ભજવવામાં એની કાંઇપણ ભૂલ નથી."

"તારી પરીક્ષા તે વળી કેવી જાતની ?"

"આ બહુરૂપીને બળદની કુદરતી ટેવોનું બરાબર ધ્યાન છે તેની મેં ખાત્રી કરી લીધી."

"કેવી રીતે ?"

"કાંકરી મારીને."

"એટલે ?"

"ગાય કે બળદને કાંકરી વાગતાંજ પોતાની ચામડી એ ભાગ પર થથરાવે છે. આ મુજબ મેં આ બહુરૂપી પર કાંકરી ફેંકી અને એણે એ ભાગ ઉપર પોતાની ચામડી થથરાવી. એટલે એણે ભજવેલો વેશ બરાબર છે. એમાં જરાયે ભૂલ નથી એની મને ખાત્રી થઈ."

"તારી વાત ખરી છે." બાદશાહે કહ્યું. "પણ ત્યારે તેં આવી ફાટેલી ટોપી કેમ ફેંકી ?"

"સરકાર ! ટોપીની કિંમત જો કે કાંઈ નથી. પણ એમાં બહુરૂપીની અને એની પરીક્ષા કરનારની બુદ્ધિની

કિંમત છે. પછી ભલેને એક પાઈ પણ ઈનામમાં આપી હોય તો લાખો રૂપીઆ બરાબર છે. અને સમજ્યા વગર ઈનામમાં આપેલા લાખો રૂપીઆની કાંઇજ કિંમત નથી."

આ સાંભળી બાદશાહે કહ્યું, "છોકરા! તારૂ કહેવું સાચું છે. તું નાનો હોવા છતાં તારામાં વીરનું–બુદ્ધિનું–બળ ઘણું છે માટે હું તારૂં નામ "બીરબલ" રાખું છું. હવે પછી તું દરરોજ મારા દરબારમાં આવજે."

આજ તે બીરબલ! ચતુર અને હાજર જવાબી. અને આજ તે બાદશાહ! બીરબલની ચતુરાઇની પરીક્ષા કરનાર.

આજ પ્રસંગથી બાદશાહ અને બીરબલ એક-બીજાના નીકટના પરિચયમાં આવ્યા. ઝવેરીને સાચો હીરો મળ્યો.



( ૨ )

## જા, જલ્દી બોલાવ:

ઉંઘમાંથી જાગતાવેંતજ બાદશાહે બુમ મારી, "છે કોઈ હાજર!"

તુરતજ બાદશાહના શયનગૃહ આગળ પહેરો ભરતો ચોકીદાર હાજર થયો "જી હજુર...." હજુ તો

ચોકીદાર બાદશાહને સલામ કરતો કરતો બોલતો જતો હતો ત્યાં તો બાદશાહે હુકમ કર્યો "જા, જલ્દી બોલાવ."

ચોકીદાર તો હાથ જોડીને ઉભો રહ્યો. કોને બોલાવવાનું કહ્યું તે એને ક્યાંથી ખબર પડે?

ચોકીદારને ત્યાંનો ત્યાંજ ઉભો રહેલો જોઇને બાદશાહે ગુસ્સામાં આવી કહ્યું" "જાવ; ભાગો, જલ્દી બુલાકે લાવ!"

આ સાંભળી ચોકીદાર બહાર આવ્યો. બહાર આવી એણે જમાદારને કહ્યું, 'બાદશાહ જા, જલ્દી બોલાવ' એમ કહે છે. પણ કોને બોલાવવો તે તો કહેતા નથી.

જમાદારે પણ માથે હાથ મૂકી ઘણો વિચાર કર્યો. પણ કોને બોલાવવો તેની તેને પણ સમઝણ પડી નહિ.

ચોકીદાર અને જમાદાર ગયા વજીર પાસે. વજીર સાહેબને આ વાત કરી. વજીર બાદશાહ પાસે ગયા કે તરતજ બાદશાહ ગુસ્સામાંને ગુસ્સામાં બોલ્યા "બોલાવ."

કોઇને પણ બાદશાહ કોને બોલાવવાનું કહે છે તેની સમજણ પડી નહિ. હવે શું કરવું? આખરે બધાએ વિચાર કર્યો, "હાં, બીરબલનેજ બોલાવવાનું કહ્યું હશે!" આમ વિચાર કરી બધા બીરબલ પાસે ગયા. અને કહ્યું,

"ચાલો, તમને હમણાંને હમણાંજ બાદશાહ બોલાવે છે." આટલા બધાને એકી સાથે આવેલા જોઇ બીરબલે કહ્યું "પણ તમે બધા એકી સાથે કેમ અહિંયા આવ્યા ?"

વજીરે બીરબલને બધીયે વાત કરી.

"બાદશાહ કોને બોલાવે છે તેની જરીયે સમજણ પડતી નથી. ત્યારે હવે આપણે બધાયે વારાફરતી જઇને બાદશાહની સામે ઉભા રહીએ આ સિવાય બીજો કોઇ પણ રસ્તો નથી."

બીરબલે જરા વિચાર કરી કહ્યું, "એમ નહિ. બાદશાહ કોને બોલાવે છે તેનીજ સૌથી પહેલા તપાસ કરવી જોઇએ. નહિંતર બાદશાહ ગુસ્સે થશે અને બધાને શૂળીએ ચડાવશે."

"હા એય વાત પણ ખરી." એક જણ બોલ્યો.

"ત્યારે કરવું શું ?" બીજો જણ પણ બોલ્યો.

"ઠીક ત્યારે. બાદશાહ ઉંઘમાંથી કયારે જાગ્યા ?" બીરબલે ચોકીદારને પૂછ્યું.

"હજુ હમણાંજ. થોડા વખત પહેલાંજ ઉઠતા વેંતજ મને બૂમ પાડી કહ્યું. "જા, જલ્દી બોલાવ."

"બરાબર. તને 'જા, જલ્દી બોલાવ' એ કહેતી વખતે બાદશાહ શું કરતા હતા ?"

"કાંઇજ નહિ. પલંગ પર બેઠા હતા."

"એના હાથ ક્યાં હતા?"

"હાથ એના મોઢા પર ફેરવતા હતા." બીરબલે જરા વિચાર કર્યો અને પછી કહ્યું, "જા જલ્દી જઇને હજામને બોલાવી લાવ અને એને કહેજે કે અસ્ત્રો કે સાબુ ભૂલી ન જાય."

તરતજ ચોકીદાર હજામને બોલાવી લાવ્યો અને તુરતજ બાદશાહ આગળ લઈ ગયો. બાદશાહનો ગુસ્સો એકદમ વધી ગયો હતો પણ હજામને જોતાંજ સાવ ઠંડો પડી ગયો.

"તને અહિંયા કોણે મોકલાવ્યો?"

"જી. બીરબલ મહારાજે મને મોકલાવ્યો."

બાદશાહ ધીમેથી હસ્યા. "બરાબર છે. બીરબલ સિવાય હજામને બોલાવવાનું કોને સૂઝે?" બાદશાહ બોલ્યા.





એક દિવસ જનાનખાનામાં બાદશાહ અને બેગમ બેઠાંબેઠાં કેરીઓ ખાતા હતા. બાદશાહ કેરી ખાઇખાઇને એની છાલ બેગમની પાસે ઢગલો કરતા જતા હતાં. એટલામાં ત્યાં બીરબલ આવી પહોંચ્યો. બાદશાહે બેગમની પાસે પડેલા કેરીની છાલોનો ઢગલો બતાવતાં કહ્યું, “બીરબલ જો તો ખરો કે મારી બેગમ કેટલી બધી ખાઉધરી છે કે જ્યાં હજુ હું કેરી ખાવાની શરૂઆત કરૂં છું ત્યાંજ તે આટલી બધી કેરી ખાઈ ગઇ.”

બાદશાહનું આ પ્રમાણે બોલવું સાંભળી બેગમ તો સાવ ભડકીજ ગઇ. પરંતુ બીરબલે તુરતજ બાદશાહને કહ્યું “બેગમે તો આટલીજ કેરી ખાધી. પરંતુ આપ

નામવરે તો છાલજ ક્યાં રહેવા દીધી છે. જુઓ, તમારી પાસે એકપણ છાલ પડેલી દેખાય છે?" આ સાંભળી બાદશાહને પોતાનું અપમાન થયું હોય એમ લાગ્યું. એટલામાં બેગમ સાહેબને વાયુ છૂટયો. આથી એની ગંધ બધે ફેલાઇ. આથી બાદશાહને ઘણોજ ગુસ્સો ચડયો તેણે બેગમને ફાંસીએ ચડાવવાની સજા કરી.

બીરબલે હાથ જોડી બાદશાહ પાસેથી ત્રણ મહિનાનું જીવતદાન માગ્યું.

બેગમ તો સાવ નિરાશજ થઇ ગઇ. કારણ કે હવે ત્રણ મહિના પછી નક્કી મરવાનુંજ છે. પરંતુ બીરબલે કહ્યું. "તમે જરી પણ ચિંતા કરતા નહિ. હું તમને મારી બુદ્ધિનો ઉપયોગ કરી બચાવી લઇશ."

બીજે દિવસે બીરબલ એક મોતીનો દાણો લઇ કચેરીમાં આવ્યો. તે મોતીનો દાણો બાદશાહને બતાવતાં તેણે કહ્યું, "આ એક અમૂલ્ય મોતીનો દાણો મારી પાસે આવ્યો છે. અને આનો ચમત્કાર તો એ છે કે જો કોઇ સારી જમીનમાં, સારી રીતે કોઇ સારા માણસના હાથે વાવવામાં આવે તો આવીજ જાતના મોતીના ઝાડો ઉગે છે." આ સાંભળી બાદશાહે તુરતજ કહ્યું. "શું મોતીના ઝાડો?"

"હા ખાવિંદ, મોતીનાજ ઝાડો ઉગે."

"ત્યારે જા બીરબલ, એને માટે જેવી જોઇએ તેવી વાડી પસંદ કરી લે." વાડી પસંદ કરી. બે મહિના તો પસાર થયા. બેગમના દિવસો પુરાં થતાં હતા. એટલામાં એક દિવસે બીરબલે કહ્યું, "સરકાર, જમીન તૈયાર થઇ ગઈ છે. માટે આપ નામવર તથા બીજા ઉમરાવો આવતી કાલે આવો તો મોતીને વાવીએ."

બીજે દિવસે, બાદશાહ અને સરદારો આમંત્રણ મુજબ બીરબલે પસંદ કરેલી વાડીમાં હાજર થયા. એટલે તુરતજ પેલું મોતી બાદશાહના હાથમાં આપતાં કહ્યું.

"ખાવિંદ, આ એક મોટું કામ છે. આ મોતી વાવનાર માણસ પવિત્ર હોવો જોઇએ. અને ખાસ કરીને તો જે માણસ કદિ પણ જીંદગીમાં પાદયો ન હોય, તેના હાથેજ આ મોતી વાવવું જોઇએ માટે આપ નામવરની સાથે આવેલા આટલા બધામાંથી જે કોઇ દિવસ ન પાદયો હોય એનેજ આ કામ સોંપો. જો એ કદાચ પાદયો હશે તો આ મોતીનું ઝાડ નહિ ઉગે અને આથી આ મોતી વાવનારનો શિરચ્છેદ કરવામાં આવશે." આ સાંભળી બાદશાહે એક પછી એક બધાને પૂછતાં સૌએ કહ્યું. "હું તો પાદું છું." આ સાંભળી બીરબલે કહ્યું.

“સાહેબ, ત્યારે તમે આ મોતી વાવોને. આ મોતીના ઝાડો કેટલા બધા ઉગશે !”

આ સાંભળી બાદશાહ બધુંયે મનમાં સમજી ગયા. અને બોલ્યા, “મારા ખજાનામાં ઘણાં મોતી પડયા છે. મારે એ નથી જોઇતા.”

બીરબલે બેગમને બચાવવા માટે આ યુક્તિ કરી છે એ તે સમજી ગયા. બાદશાહે મહેલમાં જઇને બેગમને કરેલી ફાંસીની સજા રદ કરી.



( ૪ )



એક દિવસ બાદશાહનો જન્મ દિવસ હોવાથી દરબા-રમાં આનંદ લૂટાઇ રહેલો હતો. જાતજાતના ગાલીચાઓ

પથરાયા હતા અને કવિઓ કવિતો લલકારી રહ્યા હતા. આ વખતે બાદશાહની નજીક પડેલી અત્તરદાનીમાંથી અત્તરનું એકાદ ટીપું જમીન પર પડેલા ગાલીચા પર પડ્યું. તે ટીપું નકામું ન જાય તે માટે બાદશાહે તુરતજ પોતાનો હાથ કોઇ પણ ન જાણી શકે તેમ ગાલીચા પર લંબાવ્યો. પરંતુ ગાલીચા પરનું અત્તર ચુસાઇ જવાથી શાહના હાથમાં ન આવ્યું. આથી શાહ નિરાશ થયા અને આજુબાજુ જોયું કે કોઇ એના તરફ જોઇ તો નથી રહ્યુંને ?

આ વખતે બીરબલની બારીક નજર બાદશાહના હાથમાંથી ઢોળાઇ ગયેલી અ-તરદાનીપરજ હતી. આથી શાહના મનમાં વિચાર આવ્યો કે નક્કી બીરબલને થશે કે મારાં જેવો પણ એક અત્તરના ટીપા માટે કેટલો બધો લોભ રાખે છે. અને આ માટે એ કોઇ પણ વખતે મારી રમુજ કર્યા વગર નહિ રહે !

આથી બીજે દિવસે પોતાનું મોટું મન છે એમ બતાવવા માટે એક પાણીનો હોજ ખાલી કરાવી તે અત્તરથી ભરાવી દીધો. શહેરમાં ઢંઢેરો પીટાવી કહેવડાવી દીધું કે જેને જોઇએ તેટલું હોજમાંથી અત્તર લઇ જાઓ. આ પ્રમાણે સાંભળી લોકોની તો અત્તર લેવા માટે એટલી બધી પડાપડી જામી કે વાત પૂછો નહિ !

આ બધું બાદશાહ અને બીરબલ અટારી પરથી જોતાં ઉભાં હતા. આજુબાજુ ઉમરાવો વીંટાયા હતા. આ બધાની સાંભળતાં બાદશાહે બીરબલને કહ્યું. "ક્યોં બીરબલ! કૈસી મઝા હૈ? તુમભી અત્તર લેનેકે લીયે જાઓ!" આ સાંભળી બીરબલ બોલ્યો "ખુદાવિંદ, માફ કરના. લેકિન 'જો બુંદસે ગઇ સો–હોજસે નહિ આતી' એટલે કે નામવર માફ કરજો. ખોટું ન લગાડતાં. પરંતુ જે એક ટીપાં માટે ગયા ત્યારે હવે હોજનું શું કામ હતું? આબરૂ તો ગઇજ છે. ટીપાથી ગઇ તે કાંઇ હોજથી આવવાની નથી." આ પ્રમાણે બીરબલનો કટાક્ષ સાંભળી પોતે જેને માટે કરેલો આટલો બધો ખરચ માથે પડયો એ જોઇ બાદશાહને એકદમ ગુસ્સો ચડી ગયો અને તુરતજ હુકમ કર્યો, "આજને આજ તું મારી રાજધાની છોડી ચાલ્યો જા. અને જો મોઢું દેખાડયું છે તો ફાંસીને માંચડે ચડાવવામાં આવશે."

બીરબલ તુરતજ ત્યાંથી ચાલ્યો ગયો અને એક બીજે ગામ જઇ કોઇ નવુંજ નામ ધારણ કરી રહ્યો.

થોડા દિવસ તો બાદશાહે બીરબલ વગર પસાર કર્યા. પરંતુ હવે તો બાદશાહનો ગુસ્સો સાવજ ઉતરી ગયો હતો એટલે એને આ પ્યારા બિરાદરનો વિયોગ સતાવવા માંડયો. એટલે હવે બાદશાહે બીરબલને શોધવા

માટે પ્રયત્નો કરવા માંડયા. પરંતુ એમ કાંઇ બીરબલનો પત્તો મળે ખરો?

બાદશાહ અવારનવાર સવારના પહોરમાં કે અંધારી રાતમાં વેશ પલ્ટાઓ કરી આજુબાજુના ગામો ફરી વળતાં પરંતુ બીરબલ કયાં છે એની કોઇ પણ ખબર આપતું નહિ. સિપાઇઓએ પણ નિરાશ થઇ આ કામ છોડી દીધું.

આખરે બાદશાહને એક યુક્તિ સૂઝી. અને આ યુક્તિની કરામતમાંજ બીરબલ જેવા બુદ્ધિશાળી પકડાઇ જાય એવી ચતુરાઇ એમાં ભરી હતી.

બાદશાહે તાબાના દરેક ગામના મુખી–પટેલો ઉપર એક એક બકરી મોકલાવી. અને કહેવડાવ્યું કે આ બકરીનું વજન આજથી છ મહિના પછી આજે જેટલું છે તેટલુંજ હોવું જોઇએ. જરી વધવુંયે ન જોઇએ કે જરી ઘટવુંયે પણ ન જોઇએ. આ હુકમ મુજબ દરેકે બકરીને સાચવવાની હતી.

બાદશાહની બકરી એટલે કોઇ તો તેને ખૂબજ ખવડાવવા માંડયા. કોઇ ઓછું ખવડાવવા માંડયા કે જેથી વજન વધી ન જાય. પરંતુ આમ કરવા જતાં કેટલી બકરીઓ તો મરવા પડી.

છ મહિના પૂરા થવા આવ્યા. ગામે ગામથી બક-રીઓના વજન કરી પાછી લાવવામાં આવી. બાદશાહ જુએ છે તો કોઇ બકરી વજનમાં વધી ગઈ છે કોઇ ઘટી ગઇ છે. મેળજ મળતો નથી. જ્યાં એ છેલ્લી બાકી રહેલી એક બકરીનું વજન કરાવે છે તો જણાયું કે એ બકરી વજનમાં વધુયે નથી અને ઓછીયે નથી. બાદશાહે તુરતજ તે ગામના મુખીને બોલાવ્યો. ને તેને બાદશાહે પૂછ્યું,

"આ બકરીને તું કેવી રીતે ચારો આપતો?" મુખીએ કહ્યું, "નામવર, એ જ્યારે ચારો ખાતી ત્યારે એની સામે હું વાઘને બાંધી રાખતો. આથી એ ચારો ખાતી હોવા છતાં બીકમાં ને બીકમાં સુકાઇ જતી. એટલે એ વજનમાં વધીયે નહિ અને ઘટીયે નહિ."

આ સાંભળી બાદશાહે પૂછ્યું.

"આ યુક્તિ તને કોણે બતાવી?"

"નામવર, મારા ગામમાં એક મુસાફર આવેલો છે તેણે મને આ પ્રમાણે કરવા કહ્યું. અને તે મુજબ મેં આ યુક્તિ વાપરી."

હવે બાદશાહને ખાત્રી થઇ કે આ કામ બીરબલ સિવાય બીજા કોઇનું પણ ન હોય. આથી તુરતજ બાદ-

શાહ ઘોડેસ્વાર થઇ એ ગામમાં જઇને બીરબલને મોટા માનપાનથી ફરી પાછા દિલ્હી તેડી લાવ્યા. આ મુજબ બીરબલની ચતુરાઇ બાદશાહે ઓળખી કાઢી અને બીરબલને શોધી કાઢયો.



( ૫ )




એક દિવસ બાદશાહ જનાનખાનામાં પોતાની રાણી તથા બેગમો સાથે આનંદમાં ડૂબી ગયાં હતાં. એક તરફ એક રાણી ગીત ગાતી હતી બીજી તરફ નૃત્ય થતાં હતાં ત્રીજી તરફ વાજીંત્રો વાગી રહ્યાં હતાં. આ વખતે એક રાણીએ બીજીને કહ્યું.

'બેન, બાદશાહ તો હંમેશા રાજ કામમાં ડૂબીને આપણને ભૂલી જાય છે. માટે હવે આજે આપણે અહિંથી બાદશાહને જવાજ ન દઈએ.' ત્યારે બીજીએ કહ્યું. 'બેન તારી વાત ખરી છે. આપણે હવે અહિંથી બાદશાહને જવા દેશું તોજ જશેને ? માટે ચાલો આપણે બાદશાહને કહીએ. એ હા પાડે છે કે ના પાડે છે.'

બધી રાણીઓએ ભેગી મળી બાદશાહને વિનંતી કરતાં કહ્યું. 'આલમપનાહ, અમારી બધાની એવી ઇચ્છા છે કે તમે થોડા દિવસ અહિંથી બહાર ન જાઓ. અમારી સાથેજ રહો.' સ્ત્રીઓની હઠ કેવી હોય છે તે બાદશાહ સારી રીતે સમજતાં હતાં એટલે એ બોલ્યા.

'ઠીક. જો તમારી બધાની એવી ઇચ્છા છે તો તે મુજબ હું રહીશ.'

એકાદ મહિનો તો બાદશાહની ગેરહાજરીમાં એના પ્રધાનોએ રાજકામ સંભાળ્યું. બીરબલને થયું કે હવે દરબારીઓ મુંઝાવા લાગ્યા છે માટે હવે ગમે તેમ કરી બાદશાહની શોધ તો કરવીજ પડશે. એણે એટલી માહિતી તો મેળવી કે બાદશાહ દિલ્હી છોડીને તો નથીજ ગયા. અને છે તે પણ બેગમોના મહેલમાં. પરંતુ કયા મહેલમાં એ છે તેની તપાસ કરવી જોઇએ.

બેગમોના મહેલમાં–બાદશાહને કેટલા દિવસ વીત્યા કે દિવસ છે કે રાત તેની જરાયે ખબર ન પડવા દે તેવી ચતુર બેગમો તથા રાણીઓ વચ્ચે બાદશાહ મોહિત બન્યા હતા. એ કદાચ પોતાના રાજકામને પણ ભૂલી ગયા હશે એમ બીરબલે ધાર્યું. એણે કવિ ગંગને બોલાવીને કહ્યું.

'કવિરાજ, આપણે ગમે તેમ કરી બાદશાહને શોધી કાઢવા જોઇએ. એ આપણો ધર્મ છે.' આ સાંભળી કવિગંગે કહ્યું.

'દિવાનજી, મને એટલી તો ખબર પડી છે કે બાદશાહ કમળારાણીના મહેલમાં આરામ ભોગવે છે. પરંતુ બાદશાહ આપણને હવે કેવી રીતે મળી શકે તેજ જોવું રહ્યું.'

આ સાંભળી બીરબલે કવિરાજને પાણી ચડાવતાં કહ્યું, 'કવિરાજ, જ્યારે તમે આટલી મોટી શોધ કરી ત્યારે તો એ કામ હવે તમારા સિવાય બીજા કોઇથીજ બની શકશે નહિ.'

'દિવાનજી, શું આવી રીતે પાણી ચઢાવી મારો જીવ ખોવરાવવાનો તમે શું વિચાર કર્યો છે?' આ સાંભળી બીરબલ બોલ્યો.

'કવિરાજ, એમાં જીવ ખોવાનું વળી શું હતું ? અને એ પણ તમારા જેવા માટે? આ કામ જો કે હું કરી શકું છું. પરંતુ બધી રાણીઓ મારી ચતુરાઇમાં ન ફસાઈ પડે તેમ સાવચેત બની ગઇ છે. એટલે હવે મારાથી કાંઇપણ યુક્તિ થઇ શકે તેમ નથી. માટે જો તમે મારાવતી આ કામ કરી ગમે તેમ કરી મોહિનીમાં મસ્ત બની ગયેલા બાદશાહને એક વખત જગાડો તો ખરા.'

બીજેજ દિવસે બીરબલને આપેલા વચન મુજબ કવિરાજ વહેલાં પરોઢિયે કમળા રાણીના બાગમાં વાડ ટપીને દાખલ થયા. આ વખતે કવિરાજે અંધારા જેવોજ કાળોભમર ડગલો પહેર્યો હતો. એટલે ખાસ કરીને અંધારામાંજ એ ભળી જતા હતાં.

ધીમે પગલે એ બાદશાહના દિવાનખાના સુધી તો આવ્યા. બહાર ઉંબરામાં ઉભા રહી ડોકિયું કર્યું તો બાદશાહ હિંડોળાખાટ પર ઝૂલી રહ્યા હતા. રાણી એ વખતે નાહવા માટે ગયા હતા. આ જોઇને કવિરાજે મોટેથી સાદ પાડી કહ્યું, 'ચેત બાદશાહ ચેત! તું ઘોડો છે કે ગધેડો. આનો તેં કાંઈ વિચાર કર્યો છે ?' આટલું કહીને કવિરાજ તો ઝડપથી જે માર્ગે દાખલ થયા હતા તેજ માર્ગે દોડતાં દોડતાં પાછા ફર્યા. બાદશાહે તરતજ

બૂમો પાડી સિપાઇઓને બોલાવ્યા અને કહ્યું 'જે આ બાગમાં વગર રજાએ દાખલ થયો હોય તેને પકડીને અહિંયા લઇ આવો.' તુરતજ સિપાઇઓએ ચારેકોર ફરી વળી કવિરાજને પકડી બાદશાહ આગળ લાવ્યા. બાદશાહ સમજી ગયા કે આ પ્રમાણે કવિરાજને મોકલનાર બિરબલ સિવાય બીજું કોઇપણ હોયજ નહિ.

બાદશાહે કહ્યું, 'કવિ, તને જનાનખાના સુધી આવવાની કોણે પરવાનગી આપી? આ માટે તને મોતની સજા કરવી પડશે.'

આ સાંભળી કવિરાજ બોલ્યો, 'નામવર, હું કદિ પણ રજા વગર આવું કામ કરતો નથી. માત્ર બીરબલને મેં આપેલા વચનને લઇ મેં મારા જાનની પણ પરવા કરી નથી. માટે જેવી આપ નામવરની મરજી.'

બીજે દિવસે દરબારમાં બીરબલે કહ્યું, 'ખુદાવિંદ, એક વખત હું સંતાઇ ગયો હતો ત્યારે તમે મને શોધી કાઢયો હતો. આ વખતે તમે સંતાઇ ગયા હતા એટલે મારે શોધવાના હતા. હવે મારો દાવ પુરો થયો. કવિગંગે મને આપેલા વચન મુજબ પોતાના જાનની પણ પરવા કરી નથી. એ બધું કોને માટે? માત્ર આપ નામવરને માટે.'

આ સાંભળી બાદશાહને ઘણો પસ્તાવો થયો અને જોયું કે પોતે લગભગ ત્રણેક મહિનાથી રાજ કાજમાં ધ્યાન આપ્યું નથી માટે સૌથી ગુન્હેગાર તો એ પોતેજ છે.



( ૬ )



એક દિવસ બાદશાહે બીરબલને પૂછ્યું, "બીરબલ, દુનિયામાં આંધળા વધારે હશે કે દેખતાં !"

બીરબલે જવાબ આપ્યો. 'નામવર, પોતે આંખવાળા હોવા છતાં હાથે કરી આંધળા બનનારા વધારે છે.'

બાદશાહે પૂછ્યું, "કેવી રીતે ?"

બીરબલે કહ્યું, "કોઇક વખત આપને દેખાડીશ."

બીજે દિવસે બીરબલ એક લહિયાને લઈ બજારમાં બેઠા અને જોડા શીવવા માંડયાં. બીરબલને જોડા શીવતો જોઈ લોકો તો પૂછવા લાગ્યા "બીરબલ, આ શું કરો છો ?" એટલામાં ત્યાં થઇને બાદશાહની સ્વારી નીકળી. બીરબલને જોડા શીવતાં જોઇ બાદશાહે પૂછ્યું "બીરબલ, આ શું કરો છો ?"

આ સાંભળી બીરબલે પેલા લહિયાને કહ્યું. "આંધળાઓની નામાવલિમાં બાદશાહનું નામ સૌથી પહેલાં લખો."

લહિયાએ બીરબલના હુકમ મુજબ આંધળા માણસોના નામની હારમાળામાં બાદશાહનું નામ લખ્યું. થોડીવારમાં તો કેટલાયે અમીર ઉમરાવો આવી લાગ્યા. આ બધામાંથી જેણે જેણે પૂછ્યું કે "બીરબલ, આ શું કરો છો ?" એ બધાના નામ આંધળાઓની હારમાં લખાયા. અને જેઓએ કહ્યું કે "બીરબલ, કેમ આજે જોડા સીવી રહ્યા છો ?" આ બધાના નામ દેખતાની હારમાં લખાયા.

આ પ્રમાણે ચાર પાંચ કલાકમાં તો કેટલાયે માણસો આવીને પૂછી ગયા. જ્યારે બન્ને હારનો સરવાળો લીધો ત્યારે ખબર પડી કે દેખતાં કરતાં આંધળાઓ વધારે છે. બીરબલે આ નામાવલિ બાદશાહને બતાવી. બાદશાહે

પોતાનું નામ આંધળાઓની હારમાં સૌથી પહેલું જોઈબીરબલને પૂછ્યું, "બીરબલ, શું હું આંધળો છું" આ સાંભળી બીરબલે ધીમે રહી જવાબ આપ્યો, "જ્યારે આપની સવારી મારી પાસેથી નીકળી ત્યારે આપે મને જોડાં સીવતો જોયો છતાં પૂછ્યું કે બીરબલ શું કરો છો? એટલેજ આપનું નામ આંધળાની હારમાં લખાયું છે." આ પ્રમાણે જેમણે તમારી માફકજ સવાલ પૂછ્યા તે બધાનું નામ આંધળાની હારમાં છે અને જેણે જેણે મને પૂછ્યું બીરબલ, 'કેમ આજે જોડા સીવી રહ્યા છો' એ બધાના નામ આંખવાળા–દેખતાંની હારમાં લખાયા છે.

બાદશાહ બીરબલની આ ચતુરાઇ પર ઘણાજ ખુશી થયા.



(૭)




એક વખત બાદશાહ અને બીરબલ ગઢના બુરજ ઉપર બેઠા હતા. એટલામાં બાદશાહની નજર એક મુસાફર ઉપર પડી. આ મુસાફરને ચાર ચોરો લૂટી રહ્યા હતા. ચોરો ભાગી ગયા પછી પેલો લૂટાયેલો મુસાફર બાદશાહ પાસે આવ્યો અને નિવેદન કર્યું કે "આલમપનાહ, હું ગરીબ આદમી આપની સામેજ લૂંટાઈ ગયો છું. માટે આપ ચોરોને શોધીને યોગ્ય સજા કરો."

આ સાંભળી બાદશાહે બીરબલને કહ્યું. "બીરબલ, તું શું બંદોબસ્ત રાખે છે? જ્યારે આ બિચારો આપણી સામેજ લૂંટાઈ ગયો ત્યાર આ લોકોની મારી ગેરહાજરીમાં શું દશા થતી હશે?"

બીરબલે ધીમે રહીને જવાબ આપ્યો, "હુજૂર, દીવા નીચે હંમેશા અંધારૂંજ હોય છે. એ કારણે આપની હાજરીમાંજ આમ બને છે."

આ જવાબ સાંભળી બાદશાહ હસ્યા અને એનો ગુસ્સો જતો રહ્યો.

( ૮ )




એક વખત એક બળદ સડેલી વસ્તુ ખાતો હતો. બાદશાહની નજર એના પર પડતાં બીરબલને કહ્યું :—

"જો બીરબલ, ગાયને તમે લોકો માતા ગણો છો. એટલે આ બળદ તમારો બાપ થાય. જો એ સડેલું ખાય છે. તે જો."

બીરબલે કહ્યું. "નામવર, આપની વાત ખરી છે. પરંતુ હું ધારૂં છું કે એણે અમારો હિંદુ ધર્મ છોડી ઇસ્લામી ધર્મ સ્વીકાર્યો લાગે છે. એટલે હવે તો એ મુસલમાન બન્યો છે."

આ સાંભળી બાદશાહ ચૂપ થઇ ગયા.



( ૯ )




કોઇ એક ધનવાન પણ કંજુસ માણસ પાસે એક કવિ કવિતા બનાવીને ગયો અને એને કવિતા વાંચી સંભળાવી. પેલો કંજુસ તો તરત સમજી ગયો કે આ કાંઇ લેવાની આશાથી મારી પાસે આવ્યો લાગે છે. માટે હવે મારે જેવી રીતે એણે મને કવિતા સંભળાવી ખુશી

કર્યો તેવી રીતે હું એને વાતો કરી ખુશી કરૂં તો ખરો. આ વિચાર કરી એણે કહ્યું. "વાહ ! કવિરાજ. વાહ ! તમે તો ઘણીજ સુંદર કવિતા રચી. શું કહેવું ? આપ કાલે મારી પાસે આવજો. હું મારી શક્તિ મુજબ આપને ખુશ કરીશ."

આમ કહીને કંજુસે તો કવિને વિદાય કર્યો. કવિ તો આશામાં ને આશામાં ખુશ થતો ઘરે ગયો.

બીજે દિવસે કવિ પેલા કંજુસ પાસે ગયો એટલે કંજુસે એને જોતાંવેંતજ જાણે એ એને ઓળખતોજ ન હોય એવી રીતે પૂછ્યું.

"તમે કોણ છો ? કયાંથી આવો છો ? શું કામ છે ?" એકસામટા આટલા બધા સવાલો સાંભળી કવિ તો મુંઝાયો. પેલો કંજુસ તો જાણે એ એને બીલકુલ ઓળખતોજ ન હોય એવી રીતે ઉભો રહ્યો.

કવિએ ગભરાતા કહ્યું, "ગઇ કાલે હું તમારી આગળ કવિતા બનાવીને સંભળાવી ગયો હતો. આપે મને કહ્યું હતું કે કાલે આવજો હું તમને યથાશક્તિ ખુશ કરીશ. માટે હું આવ્યો છું."

કંજુસે કહ્યું, "કાલની વાત કાલે ગઇ. હવે આજે એનું શું ? જેવી રીતે તેં મને તારી કવિતા સંભળાવી

ખુશી કર્યો તેવી રીતે મેં તને વાતો કરી ખુશી કર્યો. ન તેં મને કાંઇ આપ્યું, ન મેં તને કાંઇ દીધું. બસ પતી ગયું."

આ પ્રમાણે સાંભળી કવિ ત્યાંથી નિરાશ થઇ ચાલ્યો ગયો. એક દિવસ રસ્તામાં કવિ પોતાના એક મિત્રને કંજુસની ચાલાકીની વાત કરતો હતો. એટલામાં ત્યાંથી બીરબલ નીકળ્યો. બીરબલે કવિની બધીએ વાત પૂરેપુરી સાંભળી લીધી.

થોડીવાર પછી બીરબલ પેલા કવિ પાસે ગયો અને કહ્યું, "કવિરાજ, જો તમારી વાત કહેવા લાયક હોય તો મને કહો. હું જરૂર આપને આપનું ઇનામ અપાવીશ."

કવિએ પૂછ્યું "આપનું મુબારક નામ" બીરબલે કહ્યું, "બિરાદર બીરબલ." આ નામ સાંભળી કવિએ પેલા કંજુસની બધીએ વાત બીરબલને કરી.

બીરબલે કહ્યું. "આજે સાંજના તમે અને આ તમારા દોસ્ત મારે ત્યાં આવજો. હું તમને કેમ કરવું તે સમજાવીશ."

કવિ અને એનો મિત્ર નક્કી કરેલા સમયે બીરબલને ત્યાં ગયા. બીરબલે બન્નેનો સત્કાર કરી કહ્યું. "કવિરાજ! ચારપાંચ દિવસ પછી તમે આ તમારા મિત્રને

કંજુસને ત્યાં મોકલજો. એ કંજુસ સાથે કોઇપણ હિસાબે ગાઢ મિત્રતા કરી લે. અને પછી એક વખત એને જમવા આવવાનું નોતરૂં આપે. જે દિવસે તમે એને જમવાનું નોતરૂં આપો તેજ દિવસે મને પણ બોલાવજો. પરંતુ એટલું ધ્યાન રાખજો કે તમે માત્ર જમવાનું નોતરૂંજ આપજો પણ જમાડતા નહિ. આ સિવાય બીજું જે કાઇ કરવાનું છે તે હું મારી મેળેજ પતાવી લઇશ."

આમ કહી બીરબલે બન્નેને બરાબર સમજાવીને વિદાય કર્યા.

થોડા વખત પછી કવિના મિત્રે પેલા કંજુસ સાથે કાંઇ કામ પાડી ગાઢ મિત્રતા કરી. અને પછી એક વખત કવિના મિત્રે કંજુસ શેઠને પોતાને ત્યાં જમવા આવવાનું આમંત્રણ આપ્યું. જે કંજુસે ઘણાજ હર્ષથી સ્વીકાર્યું. એટલે પછી કવિના મિત્રે બીરબલને અને કવિને પણ જમવા આવવાનું આમંત્રણ કહેવડાવ્યું.

બીજે દિવસે એ બન્ને જણા વેશ બદલીને આવ્યા. થોડીવારમાં કંજુસ પણ આવ્યો. એ આ બન્ને જણાને ઓળખી શકયો નહિ. બધા વાતચીતમાં વખત પસાર કરવા લાગ્યા. જમવાની તો કોઇજ જાતની તૈયારી કરી નહોતી. આ લોકો તો પોતાના ઘરેથીજ જમીને આવ્યા હતા. બિચારો કંજુસ એકજ ભૂખ્યો હતો.

ઘણીવાર સુધી એ ચુપચાપ જમવાની રાહ જોઇ બેસી રહ્યો. પરંતુ કોઇએ એને જમવા માટે પૂછ્યુંજ નહિ. આખરે એણે બહુજ ભૂખ લાગવાથી કહ્યું, "જમવાને હજુ કેટલી વાર છે? જાવ જુઓ ને જલ્દી તૈયાર કરાવો."

કવિના મિત્રે કહ્યું. "શેની તૈયારી? અને શેની વાર?"

કંજુસે કહ્યું. "કેમ તેં મને જમવાનું નોતરૂં નથી આપ્યું?"

બીરબલે કહ્યું. "બેશક. એણે તમને જમવાનું નોતરૂં આપ્યું છે એ વાત ખરી. પરંતુ એતો માત્ર તમને ખુશી કરવાજ કહ્યું હતું." આ સાંભળી કંજુસ તો લાલ-ચોળ થઈ ગયો ને ગુસ્સાથી લડવા લાગ્યો. બીરબલે કહ્યું "ભલા આદમી! તેં આ કવિને શું કહ્યું હતું તે ખબર છે? શું એક દિવસ એને બક્ષીસ આપવાનું કહી બીજે દિવસે વાત ઉડાવી નાખવી એ શું ક્રુરતા નથી?"

આ સાંભળી પેલો કંજુસ બીરબલને ઓળખી ગયો ને એની તથા કવિની માફી માગી. બીરબલના કહેવા મુજબ કંજુસે પેલા કવિને ઇનામ આપી ખુશ કર્યો. આ પ્રમાણે બીરબલે કવિને એનું ઇનામ અપાવ્યું.






એક વખત બાદશાહે બીરબલને કહ્યું, "બીરબલ, જો તું મુસલમાન બને તો હું તને કરોડો રૂપીઆ આપું."

આ સાંભળી બીરબલે કહ્યું, "નામવર, હું તમને કાલે આનો જવાબ આપીશ."

બીરબલ દરબારમાંથી નીકળી સીધો ભંગીઓના ઘર ભણી ગયો. બધા ભંગીઓને બોલાવી કહ્યું, "તમે બધા મક્કમ રહેજો. કારણ બાદશાહ તમને બધાને મુસલમાન બનાવવા માંગે છે. માટે તમે બધા વિચાર કરી જે નીવેડો લાવવો હોય તે લાવજો."

બીરબલની આ વાત સાંભળી બીજે દિવસે

બધાએ ભંગીઓએ ભેગા મળી બાદશાહના દરબારમાં ધા નાખતા આવ્યા ને બોલ્યા. "અન્નદાતા, તમે ભલે અમને જીવતાં મારી નાખો પરંતુ અમે હરગીજ અમારો ધર્મ છોડવાના નથી. ભલે અમારા હિંદુ ધર્મ કરતાં બીજો ગમે તે ધર્મ સારો હોય પરંતુ અમને તો અમારોજ ધર્મ પ્યારો છે. પછી ભલેને અમારો જાન જાય તો પણ અમે એને છોડવાના નથી."

આ વખતે બીરબલ દરબારમાં હાજર હતો. એણે બાદશાહને કહ્યું, "નામવર, જ્યારે ભંગી લોકો પણ પોતાનો ધર્મ છોડવા તૈયાર નથી તો પછી મારા જેવો તો કેમજ છોડી શકે ?"

આ સાંભળી બાદશાહ હસી પડ્યા. બીરબલે બધા ભંગીઓને સમજાવીને પાછા કાઢ્યા ને કહ્યું, "જાવ કોઇ તમને હવે મુસલમાન બનાવશે નહિ, અને મને પણ નહિ."

આ રીતે બીરબલે ભંગીને બ્હાને પોતાનો બચાવ કરી એક કાંકરે બે પક્ષી ઉડાડયા.



(૧૧)




એક દિવસે બાદશાહના પાનમાં કોઈ નોકરે વધારે પડતો ચુનો લગાડી દીધો. બાદશાહ પાન ચાવી ગયા કે તરતજ મોઢામાં ચીરા પડી ગયા. આથી બાદશાહને પેલા પાન બનાવનાર નોકર ઉપર ઘણો જ ગુસ્સો ચડયો.

બાદશાહે પેલા નોકરને બોલાવી કહ્યું,

"જા, બજારમાં જઈને હમણાં ને હમણાં જ ચુનો લઇ આવ."

પેલો નોકર તો બાદશાહના હુકમ મુજબ બજારમાંથી ચુનો લેવા ગયો. બીરબલના ધ્યાનમાં બાદશાહનો શું વિચાર છે તે આવ્યો. આથી બીરબલ તો પેલા નોકરની પછવાડે પછવાડે ગયો અને કહ્યું. "અરે ભાઇ,

બાદશાહ તારા ઉપર પુરેપુરા ગુસ્સે થયા છે. માટે હમણાં તો તું પાશેર ઘી પીને પછી બાદશાહ પાસે જાજે."

પેલો નોકર તો બીરબલના કહેવા મુજબ ઘી પીને પછી બાદશાહ પાસે ગયો. બાદશાહે તુરતજ પેલા નોકરને હુકમ કર્યો, "બદમાશ, મારા પાનમાં તેં વધારે ચુનો લગાડયો જેથી મારૂં મોઢું આવી ગયું. આને માટે તને આ શિક્ષા પુરતી છે કે આ ચુનો તું પાણીમાં ધોળી પી જા."

બિચારો નોકર તો ગભરાઈ ગયો. પરંતુ બાદશાહના હુકમ આગળ કોનું ચાલે? એટલે એણે તો પેલો ચુનો પાણીમાં ધોળ્યો ને પી ગયો.

બીરબલે ઇશારાથી પેલા નોકરને કહ્યું. "ફરી પાછો તું પાશેર ઘી પી જા." એટલે નોકરે તો બીજું પાશેર ઘી પણ પી લીધું.

આ પ્રમાણે ચુનો ખાધા પહેલાં એક ભાગ ઘી પીવાથી અને ચુનો ખાધા પછી ફરી પાછું એક ભાગ ઘી પીવાથી પેલા નોકરને તો ચાર છ વખત ઝાડા થઇ પેટ સાફ થઇ ગયું. મોઢામાં કોઇપણ જાતનું દુ:ખ થયુંજ નહિ. આથી બાદશાહે નવાઇ પામી પેલા નોકરને પૂછયું.

"કેમ, તને કોઇએ કાંઇપણ સલાહ આપી હતી ખરી ?"

"હા, નામવર." નોકરે કહ્યું.

"કોણે ?"

"બીરબલ સાહેબે."

"શું ?"

"કે જેટલો ચુનો તું ઘોળીને પી એનાથી બમણું તું ઘી પી જાજે. એટલે મેં પહેલાં પાશેર ઘી પીધું અને ચુનો પીધાં પછી ફરી પાછું પાશેર ઘી પીધું."

આ સાંભળી બાદશાહે બીરબલને પૂછ્યું. "કેમ બીરબલ, તેં કેવી રીતે જાણ્યું કે હું એને આ સજા કરીશ ?"

બીરબલે કહ્યું. "નામવર, આપે આ નોકરને જ બજારમાંથી ચુનો ખીરીદવાનું કહ્યું એટલે મેં અનુમાન કર્યું કે કદાચ આજે આ નોકરે પાનમાં ચુનો વધારે લગાડયો હશે. એટલે આપ એને મંગાવેલો ચુનો નક્કી પાશો એમ મને થયું. એ બિચારો ચુનો પી મરી ન જાય એટલાં માટે મેં એને અગાઉથી ચેતવ્યો અને ઘી પીને અહિં આવવા કહ્યું. ચુનો પીધા પછી ફરી પાછું ઘી પીવા કહ્યું અને તે મુજબ કરવાથી આ બિચારા નોકરનો

જીવ બચ્યો,"

આ પ્રમાણે બીરબલની ચતુરાઇ જોઇ બાદશાહ ઘણાજ ખુશ થયા,

વાહ ! કેવી બીરબલની ચતુરાઇ !

"એક ભાગ ચુનો બે ભાગ ઘી." કોઈ વખત તમારૂં પણ મોઢું આવી જાય તો આ યાદ રાખજો. અને બિરાદર બીરબલને પણ યાદ કરજો.



( ૧૨ )




કોઇ એક ફકીર એક વખત બાદશાહને એક પોપટ ભેટ આપી ગયો. આ પોપટને સારૂં બોલતાં આવડતું હોવાથી બાદશાહને તે ઘણો જ ગમી ગયો હતો. આથી

એક ચાકરને બોલાવી તે પોપટની સંભાળ રાખવાનું કામ તેને સોંપ્યું, અને હુકમ કર્યો કે "આ પોપટની તારે બરાબર સંભાળ રાખવાની છે અને જો એની તબીયત બગડી અને 'એ મરી ગયો' એમ મને કોઇ કહેશે તો હું એ કહેનારનું માથું ધડથી જ ઉડાવી દઇશ."

બીચારા ચાકરે તો પોતાના જીવ કરતા પણ વધારે કાળજીથી પોપટની સંભાળ રાખવા માંડી.

એક દિવસ અચાનક પોપટ મરી ગયો. પેલો નોકર તો મુંઝાયો કારણ કે જો એ બાદશાહને જઇને એમ કહે કે પોપટ મરી ગયો કે તુરતજ બાદશાહ તેનું માથું ઉડાવી દેવાનોજ હુકમ કરે. આથી એ તો ગભરાવા માંડયો. એવામાં એને યાદ આવ્યું કે જો ચતુર અને બુદ્ધિશાળી બીરબલની સલાહ લીધી હોય તો નક્કી મારો જાન બચી જાય એવી યુક્તિ એ શોધી કાઢે ખરા. આથી એ બીરબલને ઘરે ગયો અને બધીએ વાત કરી.

બીરબલે કહ્યુ, 'બિરાદર, તું જરીયે ગભરાતો નહિ. હું પોતે જ બાદશાહને પોપટ મરી ગયો તેના સમાચાર આપું છું."

"પણ તમારૂં માથું ઉડાવી દેશે." નોકરે કહ્યું. પરંતુ બીરબલે તો બાદશાહ પાસે જઇ કહ્યું, "ખુદાવિંદ! આપણો........"

બાદશાહે પૂછ્યું, "શું ? શું ? આપણો ? બોલતો ખરો !"

બીરબલે કહ્યું, "આપણો........આપણો........ પોપ....ટ...."

બાદશાહે ગભરાઈને પૂછ્યું, "શું મરી ગયો ?"

બીરબલે કહ્યું, "ના, જહાંપનાહ ! એમ તે બને ? એ તો તપસ્વી પોપટ છે. એણે તો અત્યારે સમાધિ ચઢાવી છે. આકાશ તરફ મોઢું રાખ્યું છે અને પગ કે પાંખો ફફડાવ્યા વિના ચાંચ અને આંખો બંધ કરી ધ્યાન ધરતો બેઠો છે."

બાદશાહ બોલ્યા, "ત્યારે એમ જ કહેને કે મરી ગયો."

બીરબલે કહ્યું, "આપ ભલે ગમે તેમ માનો પણ મને તો લાગે છે કે તે ધ્યાન ધરે છે. માટે આપ એક વખત ત્યાં આવીને જુઓ તો ખરા ?"

આ સાંભળી બાદશાહ બીરબલની સાથે પોપટની પાસે ગયા અને જોયું તો પોપટ તો મરી ગયો છે. આ જોઈ બાદશાહે કહ્યું, "અરે, બીરબલ ! તારા જેવો બુદ્ધિનો ખજાનો પણ ન સમજી શકે કે પોપટ મરી ગયો છે. અને તુ કહે છે કે પોપટ ધ્યાન ધરે છે. તેં મને ત્યાં જ કહ્યું

હોત કે 'પોપટ મરી ગયો છે' તો મારે અહિં સુધી આવવું તો ન પડતને ?

બીરબલે હાથ જોડી કહ્યું. "હુઝૂર ! શું કરૂં ? તે વખતે જો મેં તમને એ પ્રમાણે જ કહ્યું હોત તો અત્યારે મારૂં માથું ધડ ઉપર હોત કે ઉડી ગયું હોત એ કોણ જાણે ?"

બીરબલનો આ જવાબ સાંભળી બાદશાહને પોતાનો હુકમ યાદ આવ્યો અને પોતાની બુદ્ધિ વાપરી ચાકરનો જાન બચાવ્યો એ જોઇ બાદશાહ ઘણા જ ખુશ થયા.






એક દિવસે બાદશાહે પૂછ્યું "બીરબલ, જો કોઈ વખત કોઇ નાલાયક માણસ સાથે કામ પડે તો શું કરવું ?" બીરબલે કહ્યું. "નામવર, આપના સવાલનો જવાબ હું કાલે આપીશ." આમ કહી બીરબલે પોતાના ઘરે જઇને એક માણસને બોલાવ્યો અને કહ્યું કે "કાલે તું મારી સાથે બાદશાહના દરબારમાં આવજે અને હું બાદશાહ પૂછશે તો કહીશ કે આ મારો ભાઇ છે. એ ઘણો જ બાહોશ છે અને આપના દરેક સવાલનો સંતોષ-કારક જવાબ આપશે. બસ. પછી તો તારે બાદશાહ તને કાંઈપણ સવાલ પૂછે એટલે તારે ચૂપજ રહેવું. ત્યાર પછી હું તને સારૂં એવું ઇનામ અપાવીશ."

બીજે દિવસે બીરબલ અને પેલો માણસ દરબારમાં સાથેજ ગયા. બીરબલને જોઇને બાદશાહે પૂછ્યું. "કેમ, બીરબલ ! ગઇ કાલના મારા સવાલનો જવાબ લાવ્યો કે ?" બીરબલે કહ્યું, "નામવર, આપના એ સવાલનો જવાબ આ મારો ભાઇ આપશે." એટલે બાદશાહે પેલા માણસને પૂછ્યું, "નાલાયકથી કામ પડે તો શું કરવું જોઇએ ?"

આ સાંભળી પેલો માણસ તો મુંગો જ રહ્યો. બાદશાહે આ સવાલ ઘણીએ વખત પૂછ્યો પરંતુ પેલો તો બસ મુંગો જ રહ્યો. એ શાનો જવાબ આપે ? કારણ એ પોતેજ જાણતો નહોતો કે શું કરવું અને વળી બીરબલે પણ એને મુંગા જ રહેવાનું કહ્યું હતું. આખરે બાદશાહે કંટાળીને બીરબલને કહ્યું.

"બીરબલ, આ તારો ભાઇ કેમ કાંઈ બોલતો નથી ?"

બીરબલે કહ્યું, "નામવર, એ તો આપના સવાલનો જવાબજ આપી રહ્યો છે કે જ્યારે નાલાયકથી કામ પડે ત્યારે મુંગા રહેવું."

આ સાંભળી બાદશાહે વિચાર કર્યો કે બીરબલે મને બરાબર નાલાયક ઠરાવ્યો. સાથોસાથ બીરબલની બુદ્ધિ પર બાદશાહ ખૂશ પણ થયા.






એક વખત અકબર બાદશાહે બીરબલને પૂછ્યું "બીરબલ! બધી જાતમાંથી કઈ જાત ડાહી ગણાય છે?"

બીરબલે કહ્યુ,' 'નામવર, વાણીઆને 'ડાહી માના દીકરા' કહેવામાં આવે છે. એના જેવા ડાહી માના દીકરા બીજા કોઈ ભાગ્યેજ હશે!"

બાદશાહે કહ્યું. "વારૂ ત્યારે તું આની શી સાબીતી આપી શકીશ?"

બીરબલ બોલ્યો, "નામવર, આપ કહો તો હમણાંજ ખાત્રી કરાવી આપું." આમ કહી તેણે થોડાક મગ મંગાવીને બાદશાહ આગળ મૂકયા અને શહેરમાંથી ચાર વાણીઆઓને બોલાવી મંગાવ્યા. થોડી વારમાં

વાણીઆઓ આવી લાગતાં બીરબલે તેમને પૂછ્યું "શેઠીઆઓ, જુઓ તો આ કયો દાણો છે?"

ડાહી માના દીકરાઓ વિચારમાં પડયા કે 'આજે આ મગનુ નામ બાદશાહ આપણને પૂછે છે, માટે એમાં કાંઇ ભેદ હોવો જોઇએ. માટે વિચાર કરી જવાબ આપવો સારો.' તેમને વિચારમાં પડેલા જોઈ બાદશાહે પૂછ્યું.

"કેમ, શેઠીઆઓ, વિચારમાં કેમ પડી ગયા? આ દાણાનું નામ કહી આપોને?" એટલે એક વાણીઆને મગના થોડાક દાણા હાથમાં લઇ કહ્યું, "હઝૂર! આ તો અડદ જેવા જણાય છે."

બીજો જણ બોલ્યો, "અરે, અરે આ તો કાંઈ મરી જેવા લાગે છે."

ત્રીજો જણ બોલ્યો, "અરે, હીરાચંદ પે'લા મે'લા જોતા નથી કે આ દાણા તો વટાણા જેવાજ લાગે છે. પણ એનું નામ યાદ નથી આવતું!"

આ પ્રમાણે તેમની વાતો સાંભળી બાદશાહ બોલ્યા, "અરે, વાણીઆઓ! તમે શું ભાંગ પીધી છે કે? આ તો મગ છે મગ." એટલે બધા વાણીઆ એકી સાથે બોલ્યા,

"હાજી, હાજી. એજ, એજ!"

બાદશાહે પૂછ્યું. "એજ એટલે શું ? નામ આપોને ?"

ચારે વાણીઆ બોલ્યા. "ખુદાવિંદ, આપે હમણા જે નામ આપ્યું એજ."

બાદશાહે ગુસ્સે થઈ કહ્યું. "પણ એનું કાંઇ નામ"

વાણીઆએ કહ્યું. "નામવર, આપે હમણાં જે નામ દીધું. તે પણ અમે ભૂલી ગયા."

બાદશાહ બોલ્યો. "શું મગ ?"

"હા. નામવર. એજ." આમ કહી વાણીઆ અદબવાળી ઉભા રહ્યા. આટલું થતાં પણ વાણીઆઓએ 'મગ'નું નામ ન આપ્યું, એટલે બાદશાહ તેમની ચતુરાઈ જોઇ ઘણાજ નવાઇ પામ્યા.

બીરબલે કહ્યું. "જોયું ? નામવર, ડાહી માના દીકરાનું ડહાપણ ?"






એક વખત બીરબલ માંદો પડી જવાથી બેચાર દિવસ સુધી બાદશાહના દરબારમાં આવી શકયો નહિ. એટલે બાદશાહ એક દિવસ બીરબલના ઘરે ગયા. બીર-બલના પલંગ પાસેજ એક ખુરશી ઉપર બાદશાહ બેઠા હતા એવામાં બીરબલને એકીએ જવાની હાજત થઇ એટલે તે ત્યાંથી ઉઠી ચાલ્યો ગયો.

બાદશાહે વિચાર કર્યો કે માંદગીને લીધે બીરબલની ચતુરાઇ ઓછી થઇ છે કે કેમ એની તપાસ કરવી જોઇએ. આમ વિચાર કરી તેણે બીરબલના પલંગના ચારે પાયા નીચે એક એક કાગળની ચીઠી મૂકાવી દીધી. એટલામાં બીરબલ પાછો આવીને પલંગપર સુતો. થોડીવાર સુધી

બીરબલ ઉપર નીચે જોવા લાગ્યો અને પછી બોલ્યો, "નામવર, હું જરા બહાર જઈને આવ્યો એટલામાં તો કોણ જાણે મારો પલંગ એક કાગળ જેટલો ઉંચો થયો કે છત એક કાગળ જેટલી નીચે આવી ?"

બાદશાહ તેમજ બીજા દરબારીઓ બીરબલના આ બોલવાથી નવાઇ પામ્યા. બાદશાહ બોલ્યા, "બીરબલ, ખરેખર, તારામા તો ચતુરાઇની હદજ નથી."

આ સાંભળી બધાએ દરબારીઓ ખુશ થયા.

( ૧૬ )




એક વખતે બાદશાહ લાડ અને કપુર નામના જાણીતા ગવૈયાઓના ગાયનથી બહુજ આનંદમાં આવી

ગયા. આથી બાદશાહે તરતજ હુકમ કર્યો કે "જાઓ, આ લોકોને હાથી ઇનામમાં આપી દો." બિચારા ગવૈયા આ સાંભળી બાદશાહને ના તો પાડી શકયા નહિ, પરંતુ હવે આ હાથીને કેવી રીતે ખવરાવવો પીવરાવવો એના વિચારમાં પડયા, કારણ માંડ પોતાને પેટ પુરતું અનાજ હોય ત્યાં હાથીને કયાંથી ખવરાવે ? હાથીનું હવે કરવું શું ? બાદશાહે ઈનામમાં આપેલો એટલે વેચી પણ ન શકાય. આખરે લાડે જઇને બીરબલને બધીએ વાત કરી. બીરબલે કહ્યું. "ભાઇ, હાથીની ડોકમાં ઢોલ અને તંબુરો લટકાવી એને છૂટો મૂકી દો. બસ. એટલે તમારો એ બલામાંથી છૂટકારો થશે." લાડને અને કપુરને આ યુક્તિ પસંદ પડતાં હાથીના ગળામાં ઢોલ, તંબુરો લટકાવી તેને છોડી મૂકયો.

હાથી તો શહેરમાં ચારે તરફ ઘૂમવા અને તોફાન કરવા લાગ્યો. હાથીના તોફાનથી ત્રાસ પામી લોકોએ શાહ પાસે અરજ કરી "નામવર, આપનો હાથી શહેરમાં છૂટો ફરે છે અને લોકોને ઘણોજ ત્રાસ પમાડે છે." આ સાંભળી બાદશાહે બીરબલને તપાસ કરવાનો હૂકમ કર્યો.

બીરબલે તપાસ કરી શાહને કહ્યું, "નામવર, એ હાથી તો આપે લાડ અને કપુરને ઇનામમાં આપ્યો હતો એજ છે."

બાદશાહે તરતજ લાડ અને કપુરને બોલાવી પૂછ્યું, "કેમ તમે મેં આપેલા હાથીને છૂટો મૂક્યો છે?"

બન્નેએ હાથ જોડી બીરબલના શીખવ્યા મુજબ અરજ કરતાં કહ્યું, "જહાંપનાહ, અમારાથી હાથીનું પાલન પોષણ બની શકે તેમ નથી એટલે અમે તેને એની ડોકમાં ઢોલ અને તંબુરો બાંધી છૂટો મૂકી દીધો છે. અમે એના ગળામાં તંબુરો મૂકતાં કહ્યું કે ભાઇ, અમે જેમ કમાઇ કરીને પેટ ભરીએ છીએ તેમ તું પણ તારૂં પેટ ભરજે."

આ સાંભળી બાદશાહને બહુજ હસવું આવ્યું. તે એમની મતલબ સમજી ગયા હોવાથી હાથીને પકડી મંગાવી હાથીશાળામાં બંધાવ્યો અને લાડ અને કપુરને સારી પેદાશવાળું એક એક ગામ ઇનામમાં આપ્યું.



( ૧૭ )




એક દિવસે બાદશાહ અને બીરબલ જુદા જુદા ધર્મના પુસ્તકોની વાતો કરતાં હતાં; એવામાં બાદશાહે 'અકબરી રામાયણ' રચાવવાની ઇચ્છા બીરબલને કહી. બાદશાહની ઇચ્છા સાંભળી બીરબલ બોલ્યો 'નામવર, એ પુસ્તક રચવામાં ઓછામાં ઓછો બે મહિના જેટલો વખત લાગશે તેમજ તેની પાછળ યોગ્ય સાધનો ભેગા કરવા માટે લગભગ દશેક હજાર રૂપીઆ જોશે. જો આપ એ રકમ અપાવો તો આજથી રામાયણ લખવી શરૂ કરી દઉં.'

બાદશાહે દશ હજાર રૂપીઆ આપ્યા. બીરબલે એ રૂપીઆ જ્યાં જ્યાં કુવા, તળાવ ખોદાવવાની જરૂરીઆત હતી ત્યાં ખર્ચ્યાં.

જ્યારે બે મહિના પુરા થવા આવ્યા ત્યારે પોતાના એક નોકરને માથે કોરા પાનાનો મોટો ચોપડો ઉપડાવી બીરબલ બાદશાહ પાસે હાજર થયો અને કહ્યું, "નામવર, અકબરી રામાયણ પુરૂં થવાની તૈયારીમાંજ છે, પણ એમાં માત્ર એકજ વસ્તુ બાકી છે." બાદશાહે પૂછ્યું. "કઇ વસ્તુ ?"

બીરબલે કહ્યું, "નામવર, આપને ઘણી બેગમો છે, તેમાં કોની સીતાજીના સ્થાને ગણના કરવી ?"

બાદશાહે કહ્યું, "જાઓ મોટી બેગમને સીતાજી બનાવો. જે કાંઇ પૂછવું હોય તે એને પૂછો."

આ સાંભળી બીરબલ ચોપડો ઉપડાવી બેગમ પાસે ગયો. થોડી ઘણી વાતચીત કર્યા પછી પૂછ્યું, "મને બાદશાહે અકબરી રામાયણ રચવાનું કહ્યું છે અને તેમાં સીતાજી તરીકે આપનું નામ લખવા કહ્યું છે. માટે જેવી રીતે સીતાજી રાવણના ઘરમાં રહ્યા હતા તેવી રીતે આપ કોને ત્યાં રહ્યા હતા ? આ સવાલનો જવાબ જો આપ આપી શકો તો મારૂં 'અકબરી રામાયણ' પુરૂં થાય.

આ સાંભળી બેગમ ઘણી જ ગુસ્સે થઇ. તેણે દાસીને પેલો ચોપડો બાળી નાખવાનો હુકમ કર્યો. દાસીએ બેગમના દેખતાં જ તે બાળી નાંખ્યો.

આ જોઇ બીરબલ નિરાશ થતો ત્યાંથી બાદશાહ પાસે ગયો અને બધી હકીકત કહી સંભળાવી, અને કહ્યું, "જહાંપનાહ, જો આપની આજ્ઞા હોય તો ફરીથી એ પુસ્તક લખવા માટે મહેનત કરીએ."

બાદશાહ બોલ્યા, "ખેર, જે બનવાનું હતું તે બની ગયું. હવે ફરી લખવાની કાંઇ જરૂર નથી. મેં તો કેવળ તારી ચતુરાઈ જોવા જ એ કામ સોંપ્યું હતું."

આ પ્રમાણે "અકબરી રામાયણ"નું કામ બંધ જ રહ્યું.

---

(૧૮)



એક દિવસે બાદશાહે બીરબલને કહ્યું, "બીરબલ, તું ખેતરમાં ગયો હતો, ત્યાં તેં જે જોયું હોય તેનું

વર્ણન કર."

બીરબલ બોલ્યો, "જહાંપનાહ, પેલા ખેતરમાં એક કુવો હતો. જેમાં કેટલાંક કબુતરો આવી ભરાયા હતા. એટલે ખેડુતે તેના ઉપર ચાદર ઢાંકી દીધી."

બાદશાહ બોલ્યા, "પછી શું થયું ?"

બીરબલ બોલ્યો, "ત્યારપછી ખેડુતે ચાદર ઉઠાવી લીધી એટલે એક કબુતર ઉડી ગયું. એટલે ખેડુતે ફરી પાછી ચાદર ઢાંકી દીધી અને ફરી જોવા માટે ઉઠાવી એટલે બીજું એક કબુતર ઉડી ગયું."

બાદશાહ બોલ્યા, "વારૂ, એ પછી શું થયું ?"

બીરબલ બોલ્યો, "પાછો ખેડુતે ચાદરનો એક છેડો ઉપાડયો એટલે એક કબુતર ઉડી ગયું."

બાદશાહ વારંવાર પૂછતો કે 'એ પછી શું થયું ?' અને બીરબલ ઉપલો જ જવાબ આપતો. આખરે કંટાળી જઇ બાદશાહે કહ્યું "અરે બીરબલ, બીજું એક કબુતર ઉડી ગયું એ તારો એકનો એક જવાબ ક્યારે પુરો થશે !"

બીરબલે તરતજ જવાબ આપ્યો, "નામવર, જ્યારે આપ 'પછી શું થયું' એ નહિ બોલો એટલે મારો લવારો પણ બંધ થઇ જશે."

આ જવાબ સાંભળી બાદશાહ ઘણા જ ખૂશ થયા.



એક વખત બાદશાહે ડાહી માના દીકરા વાણી-આઓને વિનોદ ખાતર રાતના ચોકીદારનું કામ સોંપવાનું કહ્યું બીચારા બ્હીકણ વાણીઆઓના મનમાં આ હૂકમ સાંભળી ફાળ પડી. આથી તેમણે એવો વિચાર કર્યો કે જો બીરબલની સલાહ લઇએ તો જરૂર એ આપણુને રસ્તો બતાવશે.

આથી બધા વાણીઆઓ ભેગા મળી બીરબલ પાસે ગયા અને બધી હકીકત કહી સંભળાવી. બીરબલે થોડી વાર વિચાર કરી કહ્યું. "તમે જ્યારે રાતના ચોકી કરવા નીકળો, ત્યારે પાઘડી પગમાં અને પાયજામા માથે બાંધીને નીકળજો. તેમજ "જાગતા રહેજો"ને બદલે

"આન પડી હે! આન પડી હે!" એમ પૂકાર કરજો.

એજ રાતના બાદશાહ વેષ બદલી નગર ચર્ચા જોવા નીકળ્યા. તેણે વાણીઆઓને કાંઈક વિચિત્ર પ્રકારનો પહેરવેશ ધારણ કરેલો જોઈ પૂછ્યું "ભાઈ, આ તમે શું કર્યું છે?"

એક વાણીઓ કહેવા લાગ્યો, "ભાઈ, બાદશાહની હઠ એવી જ છે કે અમે ચોકીદારી કરીએ પણ અમારા બાપદાદાએ વળી ક્યાં વાઘ માર્યો હતો કે અમે બહાદૂરીનું કામ કરીએ? જો આ કામ બજાવવાની અમારામાં તાકાત હોત તો પછી અમે વાણીઆ કેમ કહેવાત?"

બાદશાહ સમજી ગયા કે આમાં પણ બીરબલનો હાથ હોવો જોઇએ. બીજે દિવસે તેણે આ હૂકમ રદ કર્યો અને તપાસ કરતાં જણાવ્યું કે આમાં પણ બીરબલની ચતુરાઇનું કામ પડયું હતું.






એક વખત દિલ્હી શહેરમાં એવો અજબ જેવો બનાવ બન્યો કે કોઇ બે માણસો અંદરઅંદર બોલાચાલી કરતા હતા. આમાંનો એક ગુલામ હતો કે જે પોતાના ધણી પાસેથી નાસી ગયો હતો. આથી તેનો શેઠ તેની શોધમાં ફરતો ફરતો દિલ્હીમાં આવી પ્હોંચ્યો હતો, ત્યાં તેની નજરે તેનો ગુલામ પડયો. આથી શેઠે પેલા ગુલામને પકડયો અને પૂછયું, "તું કેમ નાસી ગયો હતો ?"

ગુલામે કહ્યું, "તું મારો ગુલામ થઇ તારા શેઠના ગળે પડવાનો દાવો કરે છે ? તું મારો માલ ચોરી ભાગી ગયો હતો તેથી હું તને જ શોધતો હતો. હવે તું મારા હાથમાંથી છૂટી શકવાનો નથી."

આ પ્રમાણે બન્ને વચ્ચે ભારે ધમાધમી જાગી અને છેવટે બાદશાહના દરબારમાં ગયા.

જ્યારે દરબારમાં ફરીઆદ દાખલ થઇ એટલે બાદશાહે આ બન્નેમાં કોણ શેઠ છે અને કોણ ગુલામ છે તેની સચ્ચાઇ કરવા બીરબલને સોંપ્યું. એટલે બીરબલે એવો હૂકમ કર્યો કે "આ બન્નેને જુદી જુદી બારીઓમાં બારીની બહાર ડોકું રખાવી ઉભા રાખો."

એ પ્રમાણે બન્નેને ઉભા રાખવામાં આવ્યા. એટલે બીરબલે હૂકમ કર્યો કે "ગુલામનું માથું તલવારથી ઉડાવી દો."

આ હૂકમ સાંભળતાં જે સાચો ગુલામ હતો તેણે પોતાનું માથું બારીની અંદર લઇ લીધું. પણ પેલો બીજો જણ જે શેઠ હતો તે તો ભય વગર પોતાનું માથું બારીની બહાર રાખીને ઉભો જ રહ્યો.

આ જોઇ બીરબલે નક્કી કર્યું કે બારીની અંદર માથું લેનાર ગુલામ છે અને અડગ રહેનાર શેઠ છે. ત્યાર પછી પેલા ગુલામને એના શેઠને સોંપવામાં આવ્યો. આ પ્રમાણે બીરબલની ચતુરાઇથી ખરો ગુલામ પકડાયો.






બીરબલનો રંગ કાળો હતો. એક દિવસે બાદશાહે પોતાના દરબારમાંના માણસોના રંગની વાત છેડી. બધાએ કહ્યું કે બીરબલનો રંગ સૌથી કાળો છે. આ વખતે બીરબલ ત્યાં ન હતો. એ જ્યારે આવ્યો ત્યારે બધાને પોતાના ભણી હસતા જોઇ એ લોકો શા માટે હસે છે એ પૂછવાની ઇચ્છા થઇ. એટલે એણે કહ્યું, “નામવર, આજે આપ ઘણા જ ખુશ દેખાઓ છો?”

બાદશાહે કહ્યું, “બીરબલ! અમે બધા ગોરા રંગના છીએ જ્યારે તારો રંગ કાળો કેમ છે?”

બીરબલે કહ્યું, “નામવર, એનું કારણ તમને ખબર નહિ હોય!”

બાદશાહે કહ્યું, "ના. મને ખબર નથી. પણ તું કહે તો ખબર પડે."

બીરબલ બોલ્યો, "જહાંપનાહ! ભગવાને દુનીઆ બનાવતી વખતે સૌથી પહેલાં ગધેડો બનાવ્યો. પરંતુ એનાથી એને સંતોષ ન થતાં એને ચાર પગ અને એક પૂછડું લગાડયું. આથી થોડા દિવસ સુધી તો એ ખુશ થયા પરંતુ આખરે એણે આનાથી પણ વધારે ઉમદા પ્રાણી સર્જવાનો વિચાર કર્યો. આથી એણે ચાર માણસો બનાવ્યા. આ ચાર માણસોને માટે પહેલાં રૂપ, બીજી દૌલત ત્રીજી અક્કલ અને ચોથી તાકાદ એમ પેદા કરી. એણે પેલા ચાર માણસોને દૂર ઉભા રાખી હૂકમ કર્યો કે જે જેને જે ગમે તે એક વસ્તુ જલ્દી જલ્દી જઈ લઈ લે. આથી નામવર, મેં બીજી વસ્તુઓ ન લેતાં માત્ર અક્કલ જ લીધી. જયારે આપ નામવર અને બીજા બધા દરબારીઓએ ખૂબસુરતી, રૂપ, દૌલત વિગેરે લીધા પણ બધાએ અધુરી અક્કલના રહ્યા. બસ. આજ મારો રંગ કાળો હોવાનું કારણ છે."

આ પ્રમાણે ચતુરાઈથી બીરબલે બધાને બનાવ્યા.






એક વખત બાદશાહે પ્રશ્ન કર્યો, "બીરબલ, તારી જાતના બ્રાહ્મણો ઘણુંયે કમાવા છતાં ગરીબ કેમ રહે છે?"

બીરબલે કહ્યું, "નામવર, અમને દેવીનો શ્રાપ છે."

બાદશાહે પૂછ્યું, "કેવા પ્રકારનો શ્રાપ છે?"

બીરબલે કહ્યું, "કોઇ એક વખત એક ગરીબ બ્રાહ્મણ તપ કરતો હતો. એના તપથી એક વખત ભગવાન શંકર પ્રસન્ન થયા અને કહ્યું, 'ભક્ત, માગ, માગ હું તારા પર ઘણો ખુશ થયો છું માટે તારી જે ઇચ્છા હોય તે એક વરદાન માગ.' પેલા બ્રાહ્મણે વિચાર કર્યો કે મારે પુત્ર નથી તો પુત્ર માંગુ જેથી મારી સ્ત્રી પણ રાજી થાય. પણ મારા ઘરમાં પૈસા પણ નથી માટે જો

પૈસા માંગુ તો મારી માતા પણ રાજી થાય. બેમાંથી મારે હવે શું માંગવું? આમ વિચાર કરી એણે કહ્યું, "ભગવાન, મારે એક મા છે અને મારી પત્નિ પણ છે. માટે જો આપ કહો તો હું એ બન્નેને પૂછીને પછી એક વરદાન માગું."

ભગવાન શંકરે કહ્યું, "ભલે જા અને પૂછીને આવ." પછી તે બ્રાહ્મણ પોતાને ઘેર ગયો અને ઘરના માણસોને મહાદેવ શંકર પ્રસન્ન થયાની વાત કરી.

આ સાંભળી એની અપુત્રવતી સ્ત્રી બોલી. "સ્વામીનાથ, તમે એક પુત્ર થવાનું વરદાન માંગો." એ સાંભળી બ્રાહ્મણની આંધળી મા બોલી, "ના બેટા. મને આંખે જરી દેખાતું નથી માટે મને આંખોનું તેજ ફરી મળે એવું વરદાન માગ."

આમ આ બન્ને જણાની જુદીજુદી માંગણી સાંભળી પેલો બિચારો બ્રાહ્મણ બોલ્યો.

'મારે ફક્ત એક જ વરદાન મળવાનું છે. અને તમે બન્ને જણા જુદાજુદા વરદાન માંગવાનું કહો છો અને મારે તો ધનની માંગણી કરવી છે. હવે હું કયું વરદાન માંગુ? જો હું તમારા બન્નેના કહેવા પ્રમાણે વરદાન માંગુ તો આ જનમમાં આપણને લક્ષ્મી મળવાની નથી જ. જો લક્ષ્મી ન હોય તો પછી જીવન શા કામનું ?"

આ પ્રમાણે પેલો બ્રાહ્મણ એની મા અને એની સ્ત્રીને લક્ષ્મીની મહત્તા સમજાવતો હતો. પરંતુ આ ત્રણે જણાનો-દરેકનો વિચાર એક થયો નહિ. આખરે પેલા બ્રાહ્મણે કંટાળીને વરદાનજ નથી માંગવુ એમ વિચાર કરી પાછો મહાદેવના મંદિર ભણી જતો હતો. એટલામાં એની પાડોશમાં રહેતા મારા બાપદાદાના બાપદાદાએ આ બ્રાહ્મણની બધીએ વાત સાંભળી." બીરબલે જ્યારે આ પ્રમાણે કહ્યું ત્યારે બાદશાહ બીરબલનું કુળ ગૌરવ જોઇ એની સામું જોઇ રહ્યા. બાદશાહે કહ્યું, "પછી શું થયું ?"

બીરબલ આગળ બોલ્યો. "પછી તો જેવો પેલો બ્રાહ્મણ ઘરમાંથી નીકળ્યો કે તરત જ મારા વડીલે એને ઉભો રાખી પૂછ્યું. "કેમ મહારાજ, આજે આટલા બધા દુ:ખી કેમ છો ?"

પેલા બ્રાહ્મણે એને બધીએ વાત કરી. પછી એ વાત પુરી સાંભળી લીધા પછી મારા વડીલે કહ્યું,

"એમાં તે શું મોટી વાત છે કે તું એમાં આટલો બધો મુંઝાઇ ગયો. જા જઇને આ પ્રમાણે માગજે કે 'હે ભગવાન શંકર ! જો તમે મારા પર પ્રસન્ન થયા હો તો મારી આંધળી મા મારા દીકરાના દીકરાને સોનાના પારણામાં હીંચકતો જુએ.' બસ આ પ્રમાણે માગજે."

આ પ્રમાણે મારા વડીલે એક વરદાનમાં બધુંએ માગી લેવાની યુક્તિ બતાવી. આથી પેલો બ્રાહ્મણ તો ખુશ થતો થતો મહાદેવના મંદિરે દોડતો દોડતો ગયો અને બોલ્યો, "હે શંભો! હે કાશી વિશ્વનાથ મહાદેવ! જો આપ મારા પર પુરેપુરા પ્રસન્ન થયા હો તો મારી આંધળી માતા મારા દીકરાના દીકરાને સોનાના પારણામાં હીંચકતો જુએ."

ભગવાન શંકરે તો વચન આપ્યા મુજબ વરદાન આપ્યું પરંતુ બ્રાહ્મણને પૂછ્યું કે "આ પ્રમાણે વરદાન માગવાની યુક્તિ તને કોને બતાવી?"

પેલા બ્રાહ્મણે તો ભોળા ભાવથી મારા વડીલનું નામ કહી દીધું. બસ થઇ રહ્યું. ભગવાન શંકરે એકદમ ક્રોધે ભરાઈ મારા વડીલને શ્રાપ આપતાં કહ્યું. "આજ પછી ચોબા કુળના બ્રાહ્મણો પાસે લક્ષ્મી રહેશે નહિ. કારણ એની યુક્તિથી જ મારે ઘણી આપદા વ્હોરવી પડી છે."

આ પ્રમાણે નામવર તે દિવસ પછીથી અમારા કુળના બ્રાહ્મણો બુદ્ધિવાન અને ચતુર હોવા છતાં મહાદેવ શંકરના શ્રાપને લઇને નિર્ધન જ રહે છે."

આ પ્રમાણે બાદશાહ બીરબલની વાકય ચાતુરી, કુળનું સ્વાભિમાન અને બુદ્ધિબળ જોઇ ઘણા જ ખુશ થયા.




થોડા દિવસ પછી એક બહુરૂપી બાદશાહ અને બેગમની આગળ ખેલ કરી રહ્યો હતો. બેગમને વાઘનો વેશ જોવાની મરજી થઇ. એમણે બાદશાહને કહ્યું "બહુ-રૂપીને વાઘનો વેશ લાવવાનું કહો તો મારે એ જોવાની ઘણી ઇચ્છા છે." બાદશાહે બેગમના કહેવા મુજબ બહુરૂપીને કહ્યું, "બહુરૂપી! તું વાઘનો વેશ ભજવી શકે ખરો?"

બહુરૂપીએ કહ્યું, "નામવર! હું તમે કહો તે વેશ ભજવું ખરો. પરંતુ વાઘ એટલે વાઘ. એ એના જાતિ સ્વભાવ ઉપર ગયા વગર ન રહે. અને જો એ મુજબ ન કરૂં તો મારો વાઘનો લીધેલો વેશ નકામો જાય અને આપ નામવરની મારા પર ખફા નજર થાય. આથી આપ મારા ઉપર ખુશ થવાને બદલે ઉલટા ગુસ્સે થાવ."

"એટલે ?" બેગમે પૂછ્યું.

"કદાચ વાઘ એના જાતિ સ્વભાવ ઉપર જાય એટલે ખેલ ખતમ."

આ સાંભળી બેગમે કહ્યું "અરે એમાં તે શું ? વાઘ એના જાતિ સ્વભાવ ઉપર જાશે તો કોઇને પણ સાધારણ ઇજા થશે. પણ જોવાની કેટલી બધી મઝા પડશે ? માટે જા, અને વાઘનો વેશ લાવ."

"જેવી આપ સાહેબની મરજી" આમ કહી બહુ-રૂપી વાઘનો વેશ પહેરવા ગયો.

આ જોવાને માટે તો દરરોજ જેટલી જ ગરદી થઇ હતી. અને તેમાંયે આજે વાઘનો વેશ ! સૌનું ધ્યાન એકીટશે વાઘ ક્યારે આવે છે એ જોવામાં હતું. એટલામાં તો વાઘ આવ્યો. જાણે વાઘની જેવો જ વાઘ. ચટાપટા-વાળી ચામડી, લાંબા નહોરવાળા પંજા, જમીનને ભટકાતી લાંબી એવી પૂંછડી, વાઘની જેવી જ લાંબી જીભ. અને વાઘની જેવી જ ચાલ.

વાઘને જોઇને નાના બાળકો તો પોતાની માના સાડલાના છેડા નીચે સંતાઈ ગયા. મોટાઓની છાતી પણ ધમધમ ધબકારા કરવા માંડી.

વાઘ તો પોતાની લાંબી એવી પૂંછડી હલાવતા હલાવતા એક બાજુથી બીજી બાજુ, અને બીજી બાજુથી ત્રીજી બાજુ એમ બધાની આસપાસ ફરવા માંડયુ. અને મોટેથી ઘુરકવા માંડયું. "ઘુર્ર્રર્ર ઘુર્ર્રર્ર." આ સાંભળીને ઘણા ખરા તો ધ્રુજવા માંડયા. એટલામાં તો વાઘે છલંગ મારી અને એક માણસને બરાબર બોચીમાંથી પકડી વચમાં ખેંચી લાવ્યો. પેલો માણસ તો વાઘનો જોરદાર પંજો વાગવાથી તુરત જ મરણને શરણ થયો. ચારે બાજુ લોહી લોહી થઇ ગયું, લોકો તો ગભરાઇને ભાગવા માંડયા. બેગમ સાહેબ પણ બેભાન થઇ ગયા. કારણ કે જે માણસને વાઘે મારી નાખ્યો હતો તે બેગમનો ભાઇ હતો. બધે ગભરાટ ફેલાય ગયો આથી તે દિવસનું કામકાજ બંધ કરવાનો બાદશાહે હુકમ આપ્યો.

બીજે દિવસે ફરી પાછો દરબાર ભરાયો. બેગમ સાહેબનો શોક બાદશાહે એમને ઘણું સમજાવ્યા છતાં જરીયે પણ ઓછો થયો નહિ. આથી એમણે કહ્યું "પ્યારા બિરાદરો! તથા સભાજનો! બેગમ સાહેબનો ભાઇ ગઇ કાલે ગુજરી જવાથી એમનો શોક મટતો નથી. માટે હવે શું કરવાથી એ મટે એનો રસ્તો આપ કોઇમાંથી શોધી કાઢો." બાદશાહનો આ હુકમ સાંભળી

બધા વિચારમાં પડી ગયા. પરંતુ કોઇને જરીપણુ સુઝ પડી નહિ. ઘણો સમય પસાર થવાથી બાદશાહ બોલ્યા "ખરેખર આ જોઇ મને અફસોસ થાય છે કે અકબર-શાહના રાજ્યમાં એકપણ એવો બુદ્ધિશાળી માણસ નથી કે જે બેગમ સાહેબાનાં શોકને ઓછો કરવાનો રસ્તો બતાવે."

આ પ્રમાણે સાંભળતાં જ એક ખુણામાં બેઠેલો પેલો છોકરો બીરબલ એકદમ ઉભો થઇ ગયો. હાથ જોડી એ બાદશાહની આગળ આવીને ઉભો રહ્યો અને બોલ્યો "નામવર! આપનો હુકમ હોય તો મને એક યુક્તિ સુઝી છે તે પ્રમાણે કરવાથી બેગમ સાહેબાનો શોક મટશે ખરો."

આ સાંભળી બાદશાહને જરા આશા લાગી કે કદાચને આ છોકરો કહે તેમ કરવાથી બેગમ સાહેબાનો શોક મટે. આથી એમણે કહ્યું, "ભલે તું કહે તે પ્રમાણે કરીએ."

બીરબલે કહ્યું, "ત્યારે હજુ પણ એક વખત બહુરૂપીને વેશ ભજવવાનું કહો."

આ સાંભળી બાદશાહ હસવા માંડયા. અને સાથોસાથ બીજા પણ બીરબલનું આ કહેવું સાંભળી

હસવા માંડયા. બાદશાહે કહ્યું, "છોકરા! આટલું આટલું થયું છતાં હજુ તને વેશ જોવાની મરજી થાય છે ખરૂં?" આ સાંભળી ત્યાં બેઠેલા બધા હસવા માંડયા. તે જોઈ બીરબલ બોલ્યો. "નામવર! હું જે કહું છું તે વેશમાં તો બહુરૂપીને મરી જવાનું આવશે. અને આથી બેગમ સાહેબા જરૂર ખુશ થાશે."

બાદશાહ બોલ્યા "કહે ત્યારે! કયો વેશ?"

"સતીનો."

"શું સતીનો" બધા જણા એકી સાથે બોલી ઊઠયા.

"હા નામવર! સતીનો વેશ એ ભજવશે તો જરૂર એને બળીને મરી જવું પડશે જો એ એમ ન કરે તો એ બહુરૂપી નહિ"

"અને એ એમ ન કરે તો?" કોઈક જણુથી બોલ્યા વગર ન રહેવાયુ.

"એ એમ ન કરે તો એના નાક કાન કાપી અવળે ગધેડે બેસાડી કાઢી મૂકવો" બીરબલે જવાબ આપ્યો આ સાંભળી આખી સભા વિચારમાં પડી અને સૌ એકબીજા સામુ જોવા લાગ્યા. બાદશાહની પાસે બેઠેલા બેગમ આ બધુયે સાંભળતા હતા. બીરબલની આ વાત

એમને ગમી. બાદશાહે તુરતજ બહુરૂપીને બોલાવી પૂછ્યું.

"બહુરૂપી ! તેં વાઘનો વેશ આબાદ ભજવ્યો. પરંતુ આજે બેગમ સાહેબાને સતીનો વેશ જોવાની મરજી થઇ છે તો તું એ વેશ ભજવી શકે ખરો ?"

આ સાંભળીને પહેલાં તો બહુરૂપી ગભરાયો. પણ એ તો ખરો બહુરૂપી હતો. જેમ વાઘના વેશ વખતે એણે એક જણાને માર્યો હતો તેમ આ વખતે સતીના વેશમાં પોતાને મરવાનું હતું.

એણે કહ્યું "હા નામવર ! એમાં શું થયું ? ખરો વેશ ભજવનારો તો એ વખતની પોતે લીધેલી ભુમીકાનો જ ખ્યાલ કરી તેમાં જ ડુબી જાય છે. એનું જ નામ ખરો અભિનેતા—ખરો બહુરૂપી.

થોડીવાર પછી સતીનો વેશ આવ્યો. આ જોવાને લોકોનું ટોળું એટલું બધું ભેગું મળ્યું હતું કે ઉભા રહેવાની પણ જગ્યા નહોતી. ઢોલ, નગારા, શરણાઇ વાગવા માંડયા. "જય અંબે" "જય અંબે" કરતાં, કંકુના છાંટા નાખતા, કપાળપર કંકુની આડ કરેલી, ડોકમાં માળા પહેરેલી એવા સતીમાતા ચોકમાં આવ્યા. આ વખતે તો એ બહુરૂપી ખરેખર સતીમાતા જેવો જ લાગતો હતો. જાણે કે સતીમાતાનો પતિ રણમાં યુદ્ધ

કરતાં ધવાઈ મરી ગયો હોય અને આ સાંભળતાં વેંત જ સતી થતા હોય એવું વાતાવરણ જામી ગયું હતું. સતીમાતાની આંખમાંથી તેજના ફુવારા ઉડતા હતા. આ જોઈ ઘણા લોકો તો એમને પગે પડવા લાગ્યા. કેટલીક માતાઓ પોતાના બાળકોને લઈ સતીમાતા પાસે આશિષો માગવા આવી. જેમને છોકરા ન હતા તેવી સ્ત્રીઓ પણ આશિવાદો માગવા આવી. આ પ્રમાણે દરેકને સતીમાતાએ આશિર્વાદો આપ્યા અને કંકુના થાપા પણ માર્યા.

ચોકની વચમાં જ ચિતા ખડકાણી. સતીમાતા ચિતાની આસપાસ સાત ફેરા ફરી ચિતા પર ચડી. "જય અંબે" "જય અંબે" બોલતાં પતિના ધ્યાનમાં મગ્ન બની ગયા. ચિતા પેટી. ઢોલ, નગારા, તાસ અને સતિ માતાનો દેહ બળીને ભસ્મ થઈ ગયો.

"જય અંબે" "જય અંબે" નો અવાઝ ધીમધીમે બંધ થતો ગયો. અને લોકો ધીમેધીમે વીખરાવા માંડ્યા.

રાજમહેલમાં સતી બની બળી મરી ગયેલા બહુ-રૂપીની ખબર સાંભળી બેગમ સાહેબાશી પણ બોલ્યા વગર ન રહેવાયું "આવો બહુરૂપી થવો મુશ્કેલ છે. એને જાન લેતા પણ આવડયો અને દેતા પણ આવડયો. એ ખરેખરો બહુરૂપી હતો."

આ પ્રમાણે બેગમ સાહેબાનો શોક ઓછો થવાથી બાદશાહે બીરબલને બોલાવી કહ્યું, "બીરબલ! જો તું રસ્તો ન બતાવત તો બેગમ સાહેબાનો શોક ઓછો કરવાની કોઇની પાસે પણ યુક્તિ નહોતી. મારા રાજમાં તું પણ એક જ છો. આજથી તારી બુદ્ધિ અને ચાતુરી પર મને પુરેપુરો વિશ્વાસ બેઠો છે. ભલે તું છોકરો છો છતાં પણ બીરબલ! તું મારા રાજ્યમાં એક રત્ન જેવો છે."

---

( ૨૪ )




બાદશાહ અને બીરબલ બેઠાં હતાં.

બાદશાહે પૂછ્યું. "અરે બીરબલ, માણસને સૌથી વહાલું કોણ?"

બીરબલે તુરત જવાબ આપ્યો "સૌથી વહાલો તો પોતાનો જીવ."

બાદશાહ: "અરે આ તું શું કહે છે ? માણસને એના બાલબચ્ચા, સ્ત્રી, માતા પિતા પર શું ઓછો પ્રેમ હોય છે ? એનું ઘર, વાડી કે દેશ પર શું ઓછો પ્રેમ હોય છે કે એને સૌથી એનો જીવ વહાલો લાગે."

બીરબલ: "નામવર, તમે મને માણસને સૌથી વહાલું કોણ ? એજ પૂછ્યું ને ? બાલબચ્ચા, માતા પિતા એની સ્ત્રી એ બધાયે એને પ્રિય હોય છે એ વાત ખરી. પણ એ કરતાં તો સૌથી વહાલો એનો જીવ હોય છે."

બાદશાહ: "હું એમ કાંઈ એ કબુલ ન કરૂં. મને ખાત્રી કરી બતાવ તોજ હું માનું."

"જી, સાહેબ !"

બીરબલે એક પાણીનો હોજ તૈયાર કરાવ્યો. અને સાવ ખાલી પાણી ભર્યા વગરનો રાખ્યો. તેમાં એક વાંદરીને અને એના નાના બચ્ચાને રાખવામાં આવ્યા. વાંદરીને એનું બચ્ચું એને જીવથી પણ વધારે વહાલું હતું. આખો દિવસ ને રાત એ એને પોતાની છાતી સાથે વળગાડીને જ રાખતી. ખાવાનું આપે કે પહેલાં એ પોતાના બચ્ચાને ખવડાવીને પછી એ ખાતી.

બાદશાહ દરરોજ ત્યાં આવી આ જોતાં અને કહેતાં "વાહ! પોતાના બચ્ચા પર એને કેટલો બધો પ્રેમ છે. ખરેખર! માણસ કરતાં પણ એનો વાત્સલ્ય પ્રેમ વધારે છે."

એક દિવસે બીરબલે બાદશાહની દેખતાં જ પેલાં હોજમાં નળ ખુલો કરી પાણી ભરવા માંડ્યું. વાંદરીએ તરત જ પોતાના બચ્ચાને છાતીપર વળગાડી દીધું. હોજમાં પાણી વધતું જતું હતું.

વાંદરી બચ્ચાને લઇને બે પગ પર ઉભી થઇ. હવે તો હોજ પાણીથી એટલો બધો ચિકાર થઇ ગયો કે પાણી છલકાવા માંડયું.

વાંદરી ગભરાઇ. એણે બચ્ચાને માથા પર બેસાડયું. આ જોઇ બાદશાહે અજાયબ બની બીરબલને કહ્યું "કેમ કેમ બીરબલ! મારી વાત ખરી છેને?"

હવે તો વાંદરીના નાક મોંમા પાણી જવા માંડયું. વાંદરી મુંઝાણી અને 'ચીંચી' કરતી કિકીયારીઓ કરી મૂકી.

પાણી તો હજુ પણ ભરાતુંજ જતું હતું. વાંદરી ડૂબવા લાગી.

તે તરતજ પોતાના બચ્ચાને પગ નીચે મૂકી

તેના પર ઉભી રહી. હવે પોતાનું મોઢું પાણીની બહાર આવવાથી તેના જીવને જરા શાંતિ થઇ. આ જોઇ બાદશાહ છક થઇ ગયા.

"બીરબલ, તારૂં કહેવું ખરૂં છે. સૌને સૌથી વહાલો પોતાનો જીવ એ વાત ખરી છે."



( ૨૫ )




એક દિવસે બાદશાહને પોતાના જમાઇઓ પર ઘણો ગુસ્સો ચડયો. આથી એમણે ગુસ્સામાં ને ગુસ્સામાં કહ્યું, "જમાઇઓની જાત જ ખરાબ. માટે બધાને શૂળીપર ચડાવવા જોઇએ. જેથી આ લોકો દુઃખ દેતાં તો દૂર થાય. બીરબલ, ચાલ હુકમ કાઢ કે બધાના જમાઇઓને શૂળીપર ચઢાવવાના છે."

બીરબલે કહ્યું "જી, સરકાર."

બાદશાહે એકદમ ગુસ્સે ભરાઈ કહ્યું,

"જી બી હવે કાંઇ નહિ. ચાલ, અબ્બીકે અબ્બી હુકુમ કર દે."

બીરબલ "પણ સરકાર, આટલા બધાના જમાઇ-ઓને શૂળીપર ચડાવવાને માટે શૂળીઓ તૈયાર કરાવવી પડશેને ? આપણા રાજમાં તો માત્ર એક જ શૂળી છે."

"ત્યારે શૂળીઓ તૈયાર કરાવતાં કેટલા દિવસ થાશે ?"

"એકાદ મહિનો તો થાયને સરકાર ?"

"ઠીક ત્યારે. એક મહિના પછી બધાને શૂળી પર ચડાવવાનો હુકમ કાઢ. અને બધી શૂળીઓ જલ્દી તૈયાર કરાવી નંખાવ."

થોડા દિવસ પસાર થયા પછી બાદશાહને પાછું યાદ આવ્યું કે તુરતજ બીરબલને બોલાવ્યો.

"કેમ બીરબલ. શૂળીઓ તૈયાર થઇ ગઇ ?"

"જી, સરકાર. થોડી ઘણી તૈયાર થઇ ગઇ છે. થોડી ઘણી તૈયાર થવાને બાકી છે."

"શું હજી પણ બાકી છે ? કેટલી બાકી છે ચાલ મને બતાવ ?"

"ચાલો સરકાર" આમ કહી બીરબલ તુરતજ બાદશાહને લઈને લુહારને ત્યાં લઈ ગયો.

ત્યાં શૂળીઓનો મોટો ઢગલો પડેલો જોઈ બાદશાહે પૂછ્યું

"કેમ બીરબલ, આટલી બધી શૂળીઓ તો તૈયાર થઈ ગઈ છે. અને આટલી બધી શૂળીઓનું કામજ શું છે ? શું ગામમાં આટલા બધા જમાઈઓ છે ?"

"જી, સાહેબ. દરેક માણસ કોઈનો પણ જમાઈ તો થાયને ?"

"અને આ ચાંદીની અને સોનાની શૂળીઓ કોને માટે તૈયાર કરાવી ?"

"સરકાર" બીરબલ બે હાથ જોડી બોલ્યો, "મોટા મોટા વજીરો અને ઉમરાવોને પણ શું સાવ સાદી જ શૂળીએ ચડાવવા છે ? માટે સૌ સૌના અધિકાર મુજબ ચાંદીની અને સોનાની શૂળીઓ તૈયાર કરાવી છે."

"અને આ હીરાની શૂળી કોને માટે છે?"

"સરકાર, આપ નામવરને માટે. શું આપ નામવરને સાદી શૂળીથી ચાલશે ?"

"બીરબલ, તું બોલે છે કે બકે છે? શું મને પણ શૂળીએ ચડાવવો છે?"

"સરકાર, આપની માફી માગું છું. પણ હું આપ સાહેબને એક સવાલ પૂછું છું કે આપ નામવર બેગમ સાહેબાના પિતાના જમાઇ તો ખરાજને?"

આ સાંભળી બાદશાહ તો સાવ ચુપ જ થઇ ગયા. પરંતુ બીરબલ તો હજુ બોલતો જ હતો "આ હીરાની શૂળી તૈયાર થવાને હજી થોડીઘણી બાકી છે અને એ માટે જ આ બધી ખોટી થઈ રહી છે."

બાદશાહને વિચાર થયો કે મેં ગુસ્સામાંને ગુસ્સામાં જે હુકમ કાઢયો તે હવે પાછો ખેંચી લેવા સિવાય બીજો કોઇપણ રસ્તો નથી. આથી બીરબ-લને કહ્યું,

"બીરબલ, મેં આપેલા હુકમને પાછો ખેંચી લે."

"જી. સરકાર." અને તુરત જ શૂળીઓ બના-વવાનું કામકાજ બંધ કરવાનો બીરબલે પેલા લુહારને રને હુકમ આપ્યો.






શિયાળાની ટાઢના દિવસો હતા. અચાનક બાદશાહને થયું કે આવી ટાઢમાં કોની તાકાત છે કે—બગીચામાંના મારા ઠંડા પાણીના હોજમાં આખી રાત ઉભો રહી શકે ?

ત્યાં બેઠેલા સરદારોને તેણે પૂછ્યું.

"શું એવો કોઇ હશે કે જે મારા હોજમાં આખી રાત ઉભો રહી શકે ?"

આ સાંભળી બધા બોલ્યા "કોઇ પણ નહિ. કારણ આવી ટાઢના દિવસો છે એટલે ઉભો રહેનારોજ ત્યાંને ત્યાંજ રામશરણ થઇ જાય."

એક સરદાર બોલ્યો "નામવર, જો કદાચ મોટું ઇનામ આપો તો એકાદ ગરીબ માણસ ઉભો રહેવા હિંમત કરી શકે ખરો."

આ સાંભળી બાદશાહે તરતજ કહ્યું.

"જાઓ, મોટું ઇનામ બહાર પાડો. જોઇએ તો ખરા કે કોણ ઇનામને માટે ઠંડા પાણીમાં આખી રાત ઉભો રહે છે?"

બાદશાહના હુકમ મુજબ આખા શહેરમાં દાંડી પીટાઈ.

"સાંભળો. સાંભળો. બાદશાહના મહેલની બાજુના બગીચામાં આવેલા ઠંડા પાણીના હોજમાં જે કોઇ આખી રાત ઉભો રહેશે તેને બાદશાહ તરફથી સો સોનામહોરો ઇનામમાં મળશે."

આ સાંભળી સો સોનામહોરો મેળવવાનું મન તો દરેકને થયું. પરંતુ આખી રાત ઠંડા પાણીમાં કેવી રીતે રહેવું? આ સાંભળી કેટલાયે હિંમતવાનો અને લોભીયાઓ પણ તૈયાર થઈ ગયા. ઘણા જણાએ પાણીમાં ઉભા રહેવાનો પ્રયત્ન પણ કર્યો. પરંતુ અર્ધો કલાક કે કલાક થાય ત્યાં તો આખા શરીરે ટાઢ ચડી જાય અને ધ્રુજવા માંડે. એટલે ચોકીદાર તુરત જ એ લોકોને ઘેરે મુકી આવે. આ પ્રમાણે દરેક જણનું થતું.

આખરે દિલ્હીની નજીકમાં આવેલા ગામમાંથી એક ખેડૂત મુસલમાન યુવાને પાણીમાં ઉભા રહેવાનું બીડું ઝડપ્યું.

એણે આવીને કહ્યું,

"હું આખી રાત પાણીમાં ઉભો રહીશ." ચોકીદારે એને કહ્યું, "ભાઇ, હજુ તું બાળક છો. શા માટે નકામો જીદ કરી જાન ખોવાનો પ્રયત્ન કરો છો ?"

આ સાંભળી તેણે જાણે પોતાનું અપમાન થયું હોય તેમ ગુસ્સો કરી ચોકીદારને કહ્યું,

"નહિ. હું તો ઉભો રહીશ. જોઇ જુઓ."

બસ થઈ રહ્યું. આ યુવાનને એ કામમાં ફતેહ મળી. સૂર્યોદય થતાં જ બધાંને નવાઈ લાગી. જેણે જેણે આ વાત સાંભળી તે દરેક જણ પેલા યુવાનની 'વાહ, વાહ' કરવા લાગ્યા.

બાદશાહની કચેરીમાં પહેરાગીરે તેને હાજર કરી કહ્યું.

"આ માણસ આખી રાત હોજમાં ઉભો રહ્યો હતો."

આ વાત ખરી છે કે મોટા લોકોને કાન હોય છે પણ સાન હોતી નથી. ત્યાં બેઠેલા એકાદ બે સરદારોને શંકા થઈ. એકાદ જણે કહ્યું

"આ છોકરો આખી રાત ઉભો રહે એ વાતમાં જ દમ નથી. શું આજુબાજુ બરાબર પહેરો હતો કે ?"

"જી. સરકાર. અમે ત્યાં ખડા પગે ઉભા હતા."

"ત્યારે આજુબાજુમાં શું તાપણી બાપણી સળગતી હતી કે શું ?"

"ના સરકાર."

"ત્યારે છોકરા, બોલ તું આખી રાત કોની સામે નજર રાખીને ઉભો રહ્યો હતો ?"

સરદારોના કાવાદાવાથી સાવ અણજાણ પેલા યુવાને કહ્યું, "મહેરબાનો, બાદશાહે આલમના મહેલમાંથી એક દિવાના પ્રકાશના કિરણનું અજવાળું બહાર વેરાતું હતું. આ કરણની સામે નજર રાખી હું આખી રાત હોજમાં ઉભો રહ્યો હતો."

"બસ થઇ રહ્યું ત્યારે. મેં કહ્યું નહિ કે આજુબાજુથી એને કાંઇપણ ગરમી મળી હોવી જોઇએ."

"હા. હા. ખરી વાત છે. આ દિવાની ગરમી એને મળી એટલે એ ઉભો રહ્યો. માટે ઇનામનો એને જરીયે પણ હક રહ્યો નથી."

આ પ્રમાણે સાંભળી બધા સરદારોએ માથા

ધુણાવ્યા. અને બોલ્યા, "ખરી વાત છે ખરી વાત છે. ઇનામનો એને જરીપણ હક્ક નથી." આથી નિરાશ થઇ પેલો યુવાન ત્યાંથી ચાલ્યો ગયો.

આ વખતે બીરબલ દિલ્હીમાં નહોતો. એ પાછો આવ્યો ત્યારે પેલો યુવાન તેને મળ્યો અને એને બધીયે વાત કરી. આ બધીયે વાત બીરબલે સાંભળી અને કહ્યું,

"બીરાદર, તું જરીયે ગભરાઇશ નહિ. હું તને તારૂં ઇનામ નક્કી અપાવીશ. ભાઇ, જો તારા તકદીરમાં લખ્યું હશે તો એ કોઇ પણ પચાવી નહિ શકે. ગમે તેમ કરી હું આ સરદારોની બાદશાહ આગળ ફજેતી કરાવીશ."

આ સાંભળી નિરાશ થયલો પેલો યુવાન ફરી આશા રાખી પોતાને ગામ ગયો.

બીરબલ બહારગામથી પાછો ફર્યો છે એ સમાચાર સાંભળી બાદશાહે તુરત જ બીરબલને બોલાવવા માટે સિપાઇને મોકલ્યો.

સિપાઇએ આવીને કહ્યું,

"બાદશાહ હમણાંને હમણાં તમને બોલાવે છે."

બીરબલે કહ્યું, 'જા, એને કહેજો કે હું હમણા ખિચડી બનાવું છું. એ તૈયાર થાશે એટલે હું ખાઇને આવીશ."

અર્ધો કલાક થયો—કલાક થયો છતાં બીરબલ હજુ પણ આવ્યો નહિ. એટલે બાદશાહે ફરી વખત સિપાઇને મોકલ્યો.

બીરબલે અગાઉ મુજબ જ જવાબ કહેવડાવ્યો.

આ પ્રમાણે ત્રણેક સિપાઇઓને વારાફરતી બાદશાહે બીરબલને બોલાવવા મોકલ્યા. છતાંપણ બીરબલ ન આવવાથી એ પોતે એને ત્યાં જવા બહાર નીકળ્યા. એને મનમાં તો થયું કે આ વળી કઇ જાતની ખિચડી હશે કે જેને તૈયાર કરતાં ત્રણ કલાક થયા છતાંપણ હજુ તૈયાર થઇ નથી? ચાલને જઇને જાઉં તો ખરો.

બીરબલને તો ખાત્રી જ હતી કે બાદશાહ પોતે જ અહિંયા પધારશે એટલે એણે તો ત્રણ વાંસ ઉભા કરી, તેને જમીનમાં બરાબર ખોડી ઉભા કર્યા. એના પર પાણીથી ભરેલી તપેલી મૂકી રાખી. અને પોતે નીચે પાટલા પર પલાંઠી મારી બેસીને એક પછી એક નાનો એવો લાકડાનો ટુકડો નીચે સળગાવેલા ચુલામાં નાખતો બેઠો. આ જોઇને બાદશાહે ગુસ્સામાં આવી કહ્યું, "કેમ બીરબલ, મારા હુકમને તું જરીયે માનતો જ નથી? આમ તે કાંઇ તારી ખીચડી ચડે? જ્યાં એને તાપજ લાગતો નથી ત્યાં તારી ખીચડી કેવી રીતે ચડે?"

બાદશાહને આ પ્રમાણે સાંભળી તુરત જ બીરબલ બે હાથ જોડી બોલ્યો.

"ખુદાવિંદ, જેમ મહેલમાંના દિવાના પ્રકાશથી માણસને ગરમી મળે છે તેવી જ રીતે આ તો આટલી નજીકમાં જ ચુલો પેટે છે તો પછી મારી ખીચડી કેમ ન ચડે." આ પ્રમાણે સાંભળી બાદશાહને પોતે પેલા ગરીબ ખેડૂત યુવાનને કાંઇપણ કારણ વગર નિરાશ કર્યો તે યાદ આવ્યું. એટલે તરત જ તેમણે પેલા યુવાનને બોલાવી મંગાવી જાહેર થયેલું ઇનામ આપ્યું. અને ખોટી સલાહ આપનાર સરદારોને દંડ કરી એ દંડ ઇનામ તરીકે પેલા જ યુવાનને આપવા બીરબલે જાહેર કર્યું.

પેલો યુવાન તો બીરબલનો આભાર માનતો અને આનંદ પામતો ઘરે ગયો.

બાદશાહે કહ્યું, "જો બીરબલ તું આ પ્રમાણે ખિચડી ન પકાવત તો કેટલાયે ગરીબ માણસોની દાદ આ પ્રમાણે મને કોણ પહોંચાડત ?"



## ૨૭




દિલ્હી શહેરમાં એક બ્રાહ્મણ રહેતો હતો. આ બ્રાહ્મણ જો કે શાસ્ત્રમાંનું કાંઇ પણ તત્વ જાણતો ન્હોતો છતાંયે એ પોતાને પંડીત માનતો. પરંતુ લોકો તો એને સારી રીતે સમજી ગયા હતા કે એ કેટલું જાણે છે. આખરે આ બ્રાહ્મણે બીરબલને કહ્યુ.

'મહારાજ, મને લોકો 'પંડીત' કહીને બોલાવે એવો કોઇ ઉપાય બતાવો' આથી બીરબલે કહ્યું 'જા ભાઈ તને લોકો પંડીત કહે ખરા પરંતુ તારે હું કહું તેમ કરવું પડશે.'

'તમે જે પ્રમાણે કહો તે પ્રમાણે હું કરૂ. પરંતુ મારી એક જ ઇચ્છા છે કે લોકો મને પંડીત કહે.'

'ત્યારે જુઓ, તમે પેલા નાકા પર જઇ ઉભા રહો. તમને જ્યારે કોઇ 'પંડીત' કહે એટલે તમે એને મારવા માટે દોડજો. પરંતુ જોજો, એને મારી બેસતા નહિ.'

બીરબલનું આ પ્રમાણે સાંભળી તે ઘણો રાજી થયો. અને રસ્તાના એક નાકાપર જઇને ઉભો.

હવે બીરબલે શું કર્યું ?

એણે તો રસ્તામાં રમત રમતાં બે ચાર છોકરાઓને કહ્યું, 'બિરાદરો, ચાલો હું તમને એક નવી રમત બતાવું.'

આ સાંભળી પેલા છોકરાઓએ કહ્યું.

'ચાલો બતાવો કયાં છે એ ગમત ?'

બીરબલે કહ્યું, 'જુઓ પેલો પાઘડી પહેરેલો માણુસ ઉભો છે તે જોયો ?'

બધાએ કહ્યું, 'હા'

'ત્યારે જુઓ, તમે એની આગળ જઇ 'પંડીત' 'પંડીત' એમ બૂમો પાડી કહો એટલે જોજો એ તમારી પાછળ દોડશે. અને આ જોવાની કેવી ગમત આવશે ?'

આ સાંભળી વેંત જ પેલા છોકરાઓ તો જઇને

પ્હોંચ્યા પેલા લેભાગુ પંડીત આગળ. અને બૂમો પાડવા માંડ્યા 'પંડીત' 'એય પંડીત.'

આ સાંભળી પેલો બ્રાહ્મણ તો બીરબલની સુચના મુજબ આ છોકરાઓની પછવાડે દોડયો. આથી બીજાઓએ પણ આ બ્રાહ્મણને ગાંડો ધારી 'પંડીત' 'પંડીત' કહીને બૂમો પાડવા માંડયા. આ પ્રમાણે થોડા દિવસોમાં તો બધાએ માની લીધું કે આ માણસ ગાંડો છે. એને 'પંડીત' કહેવાથી એ ખીજાય છે અને મારવા દોડે છે. માટે બધાએ જણા હવે તો એને 'પંડીત' કહીને જ બોલાવતા.

થોડા દિવસ પછી પેલા બ્રાહ્મણને બીરબલે કહ્યું, 'જુઓ 'પંડીત !' હવે જ્યારે આ લોકો તમને 'પંડીત' કહીને બોલાવે ત્યારે હવે તમે એ લોકોની પછવાડે દોડતા નહિ.' હવે પેલા બ્રાહ્મણે તે મુજબ કરવા માંડયું. આથી લોકોએ તો એને ખરેખર જ 'પંડીત' માની માન આપવા માંડ્યા. આ પ્રમાણે બીરબલની બુદ્ધિએ કાંઇપણ ન જાણનારને પણ પંડીત બનાવી દીધો. વાહ બિરાદર ! અજબ તારી બુદ્ધિ !






કોઇ બે ઠગોએ દિલ્હી નગરના એક ધનવાન વેપારીને ઠગવાનો વિચાર કર્યો. આથી કેટલાયે મુલ્યવાન ઘરેણાં લઇને એ બન્ને પેલા વેપારી પાસે ગયા અને કહ્યું. "શેઠજી, જો આપ મહેરબાની કરી આ વેચી આપશો તો આપનો આભાર ભૂલીશું નહિ." વેપારીએ કહ્યું. "ભલે. હમણાં તમે અહિંયા રાખી જાવ. બપોર પછી આવીને એના પૈસા ચુકતે લઇ જજો. એટલામાં હું બેચાર વેપારીઓને બતાવીને વેચી નાખીશ."

એક ઠગ બોલ્યો, "ભલે, આપ અમારા ઘરેણા તમારી પાસે રાખો. પરંતુ એટલું યાદ રાખજો કે બપોરના જો અમે બન્ને સાથે આવીએ તો જ હિસાબ કે ઘરેણાં પાછા આપજો."

પેલા વેપારીએ તો ઘરેણાં રાખ્યા. પેલા બન્ને ઠગો થોડેક દૂર જઈ ઉભા રહ્યા. થોડી વાર પછી એક ઠગ પેલા વેપારી પાસે ગયો અને કહ્યું. "શેઠજી, ઘરેણાં મને પાછા આપો. બપોરના આવશું ત્યારે અમે સાથે જ લેતાં આવશું."

વેપારીએ પૂછ્યું, "તારો જોડીદાર ક્યાં છે ?"

ઠગે કહ્યું. "જુઓ, પણે ઉભો છે." એમ કહી થોડે દૂર ઉભેલો કોઇની સાથે વાતો કરતો પોતાનો જોડીદાર બતાવ્યો. પેલા વેપારીએ તો એના પર વિશ્વાસ રાખી બધાએ ઘરેણાં પેલા ઠગને સોંપી દીધા.

બપોરે બીજો ઠગ પેલા વેપારી પાસે આવ્યો અને ઘરેણાંની માંગણી કરી. વેપારીએ કહ્યું. "ભાઈ, તારો જોડીદાર એ વખતે જ પાછો આવી બધાએ ઘરેણાં લઇ ગયો છે. હવે તું શું માંગે છે ?"

બીજો ઠગ બોલ્યો, "શેઠજી, મારો જોડીદાર એવો નથી કે એ એકલો આવી લઇ જાય. અને વળી મેં તમને એ વખતે જ કહ્યું હતું કે અમે બન્ને જણા સાથે આવીએ ત્યારે જ હિસાબ કે ઘરેણા આપશો. તો પછી તમે શા માટે એને એકલાને આપી દીધા. માટે મહેર-બાની કરી મને મારા ઘરેણાં પાછા આપી દો."

વેપારીએ કહ્યું, "એ વખતે તું નાકા ઉપર ઉભો રહીને કોઇની સાથે વાત કરતો હતો એ વખતે જ તારો જોડીદાર આવીને લઈ ગયો છે."

ઠગ બોલ્યો, "શું મેં એને ઘરેણાં પાછા લઇ આવવા થોડું જ કહ્યું હતું ? મને મારા ઘરેણાં પાછા આપી દો. નહિંતર તમારી ઇજ્જત પર પાણી ફેરવીશ. ઘણીએ વાતચીત કર્યા પછી વેપારીએ કહ્યું, "હું કાંઇ તારો દેવાદાર નથી. માટે જા. તારે જે કરવું હોય તે કર." આથી ઠગ તો બીરબલની પાસે ફરિયાદ લઇને ગયો. બીરબલે એ ઠગની બધીએ વાત સાંભળી અને પછી પેલા ધનવાન વેપારીને બોલાવી એની બધીએ વાત સાંભળી લીધી. બીરબલે વિચાર કર્યો કે આ વેપારી સાચો છે અને ફરિયાદી કરનાર ઠગ સાવ ખોટો છે. પરંતુ ગુન્હો સાબીત થયા વગર એને સજા કેમ કરી શકાય ! એટલે બીરબલે ઠગને કહ્યું, "તેં ઘરેણાં આપતી વખતે શું કહ્યું હતું ?"

ઠગ બોલ્યો, "જો અમે બન્ને સાથે આવીએ તોજ અમને અમારૂં ઘરેણું કે હિસાબ આપજો."

આ સાંભળી બીરબલ બોલ્યો, "ઠીક છે. તો પછી જા અને તારા જોડીદારને લઇને આવ. એટલે

પછી તું તારૂં ઘરેણું લઇ જા. તારૂં ઘરેણું લેવા તું એકલો કેમ આવ્યો છે? માટે જા ચાલ્યો જા." આ ન્યાય સાંભળી ઠગ તો ચાલ્યો ગયો. એના ગયા પછી બીરબલે કહ્યું.

"શેઠ, જો એ ફરી પાછો ઘરેણું માંગવા આવે તો એને પકડી મારી પાસે હાજર કરજો અથવા જો એ બન્ને જણા સાથે આવે તો ઘણું જ સારૂં."

આમ કહી બીરબલે શેઠને વિદાય કર્યા. ત્યાર પછી કોઇ વખત પણ પેલા ઠગોએ પાછું વેપારીને મોઢું જ બતાવ્યું નહિ.



( ૨૯ )




એક વખત બાદશાહ દરબારમાં બેઠા હતા. એટલામાં એક ઘાંચી અને એક કસાઇ ત્યાં લડતા

લડતા આવ્યા. બીરબલે પૂછ્યું, "શું છે? શા માટે તમે બન્ને લડો છો?"

ઘાંચીએ કહ્યું, "મહારાજ, હું મારી દુકાને બેઠા-બેઠા હિસાબ લખતો હતો. એટલામાં આ કસાઇ આવ્યો ને તેલ માંગ્યું. મેં એને તેલ આપી ફરી પાછો હું મારા કામમાં પડયો. થોડીવારમાં હું મારી પૈસાની થેલી જોઉં છું તો ગૂમ. મને આ કસાઈ પર શંકા ગઇ અને દોડતો દોડતો હું એને ઘેરે ગયો. જઇને જોઉં છું તો એના હાથમાં આ મારી થેલી હતી. મેં એની પાસે માંગી તો એ કહે છે કે મારી છે. હવે કહો મહારાજ, મારે શું કરવું? માટે આપ ન્યાય કરી મને મારી થેલી પાછી અપાવો."

ત્યારબાદ બીરબલે કસાઇને પૂછ્યું.

"હવે તારે શું કહેવું છે?"

કસાઇ બોલ્યો., "હજૂર હું મારી દુકાન પર બેઠો બેઠો વકરાના પૈસા ગણતો હતો એટલામાં આ ઘાચી રોજની જેમ તેલ વેચવા આવ્યો. આ ઘાંચીની દુકાન મારા ઘરની નજીકમાં જ છે. જ્યારે એ મારી પાસે આવ્યો ત્યારે પૈસાની થેલી મારી પાસે જ પડેલી હતી. એના ગયા પછી મેં જોયું તો મારી થેલી ગેબ! પછી

તો હું દોડતો દોડતો બજારમાં ગયો મેં રસ્તામાં જ આ ઘાંચીને પકડી લીધો અને એની પાસેથી મારી આ થેલી છીનવી લીધી. આ પ્રમાણે જે બન્યું તે મેં આપની સમક્ષ રજુ કર્યું છે. માટે આપ મહેરબાની કરી મારો ન્યાય કરો.

બીરબલે બન્નેની હકીકત સાંભળી બીજે દિવસે આવવાનો હૂકમ કર્યો. એ લોકોના ગયા પછી બીરબલે થેલીમાંથી પૈસા કાઢી ધોવડાવ્યા. તો— પાણીમાં તેલનો જરીપણ અંશ દેખાયો નહિ. પરંતુ એક જાતની દુર્ગંધ આવવા લાગી. આથી બીરબલે નક્કી કર્યું કે આ થેલી કસાઇની જ હોવી જોઇએ. આથી બીજે દિવસે હૂકમ મુજબ જ્યારે ઘાંચી અને કસાઈ દરબારમાં હાજર થયા ત્યારે બીરબલે કસાઇને પેલી થેલી આપી, અને ઘાંચીને સજા ફરમાવી. આ સાંભળી પેલો ઘાંચી મુંઝાયો અને એણે સાચેસાચું કહી દીધું "મહારાજ! માફ કરો. મારી ભૂલ થઈ. આ થેલી મારી નથી. માફ કરો." પણ હવે શું વળે ?

ઘાંચીનું આ પ્રમાણે બોલવું સાંભળી આખોયે દરબાર બીરબલની બુદ્ધિપર આફરીન થયો.






એક દિવસે બીરબલે બાદશાહને કહ્યું. "નામવર, જ્યારે હું મારાથી કાંઈ પણ ભૂલ થાય ત્યારે આપ મારો ન્યાય હું જેને કહું તેની પાસે કરાવજો." બાદશાહે કહ્યું "ભલે. જેવી તારી મરજી." બીરબલને તો બાદશાહ પર પુરતો વિશ્વાસ હતો કારણ કે બાદશાહ બીરબલ જે કહેતો તે માનતા.

એક દિવસ એવું બન્યું કે બીરબલ કાંઈ વાંકમાં આવ્યો. બાદશાહનો વિચાર તો બીરબલનો દશ બાર હજાર રૂપીઆ દંડ કરવાનો હતો. આ વાત બીરબલના જાણવામાં આવી. આથી એણે બાદશાહ પાસે જઈ કહ્યું "નામવર, મેં અપરાધ કર્યો છે. એ વાત સાચી.

પરંતુ આપે મને વચન આપ્યા મુજબ મારો ન્યાય હું જેને કહું એની પાસે કરાવો." આ સાંભળી બાદશાહે કહ્યું. "ભલે તું જેને કહેશે એ પાંચ માણસોને બોલાવી તારો ન્યાય કરાવીશ."

બીરબલે કહ્યું "એ લોકો જે ન્યાય કરે તે આપ નામવરને કબુલ કરવો પડશે."

બાદશાહ બોલ્યા "અરે પંચ કહે તે મારે પણ કબુલ છે."

આ પ્રમાણે બાદશાહ પાસેથી વચન લઇ કહ્યું, "નામવર, પાંચ અછૂતોને બોલાવો એની પાસે મારો ન્યાય કરાવો. એ જે કરશે તે દંડ હું ભરી આપીશ."

આ સાંભળી બાદશાહ હસ્યા "અરે બીરબલ, પાગલ તો નથી બની ગયોને? એ અછૂતો–હલકી જાતના લોકો તારો શું ન્યાય કરશે? એ કરતાં તું મોટા મોટા શેઠ શાહુકારોને બોલાવ ને તારો ન્યાય કરાવ. એ લોકો તારો યોગ્ય ન્યાય કરશે."

પરંતુ બીરબલે કહ્યું, "નહીં નામવર. મારો ન્યાય કરવા માટે તો મેં જેને કહ્યું એ લોકોને જ બોલાવો. એ સિવાય બીજા કોઇને જ નહિ."

બીરબલના કહેવા મુજબ બાદશાહે ઢેઢવાડેથી

પાંચ અછૂતોને બોલાવ્યા. અને એ લોકોને બધીએ હકીકત કહી સંભળાવી.

પાંચે જણા પોતાને બાદશાહે આપેલું માન જોઇ ઘણા જ ખૂશ થયા અને અંદરોઅંદર વિચાર કરવા લાગ્યા "મારૂં સાળું, બીરબલે આપણને દુઃખ દેવામાં કાંઇ બાકી રાખી નથી. માટે આજે તો એ બરાબર આપણા હાથમાં આવ્યો છે. માટે આપણે બધાએ એનો એવો દંડ કરવો જોઇએ કે એને જનમભર યાદ રહી જાય."

એક કહ્યું "મારો તો વિચાર એ છે કે બીરબલનો આપણે સાતવીશી અને દશ રૂપીઆ દંડ કરવો બરાબર છે."

બીજાએ કહ્યું, "ના. એમ નહિ. આટલો બધો ભારે દંડ ભરી એ બિચારો મરી જાશે, માટે એના બાળબચ્ચાનો જરી વિચાર કરી એનો પાંચવીશી અને દશ રૂપીઆ દંડ કરવો ઠીક છે."

ત્રીજો જણ બોલ્યો, "અરેરે ! આટલો બધો દંડ હોય ? આટલો બધો દંડ એ કયાંથી ભરી શકશે ? માટે એને તો ત્રણ વીશી અને દશ રૂપીઆ દંડ કરો. આટલો દંડ ભરતાં ભરતાં તો બિચારો જીંદગી સુધી નહિ ભૂલે !"

આખરે એ લોકોએ અંદરો અંદર વિચાર કરી નક્કી કર્યું કે બીરબલનો બે વીશી અને દશ રૂપીઆ દંડ કરવો. અને તે પણ જાણે બીરબલને ભારે પડી જશે એમ એ લોકોએ ધાર્યું. પછી તેમનો આગેવાન હાથ જોડીને બાદશાહને કહેવા લાગ્યો, "અન્નદાતા! અમે ઘણો જ વિચાર કર્યા પછી દંડની રકમ નક્કી કરી છે, માટે આપ જો ફરમાવો તો બોલીએ".

બાદશાહ બોલ્યા, "બોલો જોઇએ, કેટલો દંડ કર્યો છે?"

આગેવાન બોલ્યો, "અન્નદાતા, જો કે બીરબલનો વાંક મોટો છે એટલે દંડ પણ મોટો હોય એ સ્વભાવિક છે. એટલે અમે એવો ભારે દંડ નક્કી કર્યો છે કે એને જન્મભર યાદ રહેશે. માટે એને બે વીશું ને દશ રૂપીઆનો દંડ થવો જોઇએ."

આ સાંભળી બાદશાહ બીરબલની ભણી જોઈ હસ્યા. બીરબલે કહ્યું, "જોયું? નામવર, ગરીબ માણસ બીચારો પોતાની ગુંજાસ જોઇને કામ કરે એનો આ દાખલો. ઢેડાઓને મનથી તો પચાસ રૂપીઆ એટલે ઘણા બધા રૂપીઆ."

બાદશાહ બીરબલની ચતુરાઇ સમજી ગયા અને બીરબલની ચતુરતા ખાતર તેનો દંડ માફ કર્યો.




દિલ્હીમાં કૃષ્ણચંદ નામનો એક વેપારી રહેતો હતો. એની પેઢી ઘણાયે વરસોથી એકસરખી રીતે ચાલતી હતી. એ પેઢીની આડતો દેશે દેશમાં હતી. એક વખત એવું બન્યું કે એકી સાથે શેઠને ત્યાં પાંચ લાખ રૂપીઆની તરત મુદતની હુંડીઓ આવી પડી. તરત મુદતની હુંડી એટલે એ હુંડીનો દેખાડ થતાં તુરત જ એના નાણા રોકડા ગણી આપવા જોઈએ.

વેપારીઓ જો કે લાખો અને કરોડોનો વેપાર ખેડતા હોય પરંતુ એ કોઈ દિવસ ઘરમાં કે પેઢીમાં રોકડ નાણા રાખતા નથી. ઘણાખરા નાણા તો વેપારમાં જ રોકાયેલા હોય છે. કારણ અવારનવાર આ નાણા એક

બીજાને ત્યાંથી આવતા જાય એટલે વેપાર તો ચાલ્યા જ કરે.

હવે એવું બન્યું કે જે દિવસે કૃષ્ણચંદ શેઠને ત્યાં પાંચ લાખની હુંડી આવી પડી તે દિવસે પુરાંતમાં માત્ર પાંચ જ હજાર રૂપીઆ હતા. આથી શેઠે ઓળખીતા વેપારીઓને ત્યાં પોતાના મુનીમને મોકલી સગવડ કરાવવા માંડી. પણ સમયની બલીહારીને લીધે કોઇએ એક પાઈ પણ આપી નહિ. આથી મુનીમ રખડી રખડીને પાછો આવ્યો ને શેઠને બધી વાત કરી. શેઠ તો ચિંતામાં પડયા કે હવે કરવું શું ? પોતાના ઘરે લાખોનું ઝવેરાત હતું પણ જો એ બજારમાં મૂકે તો તો આબરૂ જ જાયને ? આ પ્રમાણે શેઠ હવે શું કરવું એના વિચારમાં પડયા. છેવટે શેઠ એક વિચાર પર આવ્યા કે માત્ર હવે એક પ્રેમચંદ શેઠને ત્યાં જવાનું બાકી રહ્યું છે, માટે જો હું ત્યાં જાઉં તો રૂપીઆ મળે ખરા.

હવે આ પ્રેમચંદ શેઠ મહા બદમાશ હતો. કોઇની પાસે લખાવે કાંઇ અને આપે પણ કાંઈ. પણ કહેવત છેને કે ગરજે ગધેડાને પણ બાપ કહેવો પડે એટલે કૃષ્ણચંદ શેઠને અત્યારે ખાસ ગરજ હોવાથી પ્રેમચંદ શેઠને ઘેરે ગયા.

એકબીજાએ વેપારધંધાની વાતો કર્યા પછી કૃષ્ણ-

ચંદ શેઠે પોતાની વાત ધીમે રહીને મૂકી. કૃષ્ણચંદ શેઠે એક માસની મુદત માટે ગમે તે વ્યાજે પાંચ લાખ રૂપીઆની માંગણી કરી. પણ પ્રેમચંદ શેઠે કહ્યું "મારે વ્યાજની જરા પણ પડી નથી. આપ કોઇ દિવસ નહિ અને આજે જ મારે ત્યાં જાતે પધાર્યા છો તો પછી આપથી મારે મન રૂપીઆ વધારે નથી. જોઇએ એટલા લઇ જાઓ. પણ એક શરત છે. જો એ આપને કબૂલ હોય તો ખુશીથી લઈ જાઓ."

કૃષ્ણચંદ શેઠ બોલ્યા "શી શરત છે?" પ્રેમચંદ શેઠે કહ્યું, "જુઓ, જો મુદત મુજબ એક મહિનામાં રૂપીઆ પાછા નહિ ફરે તો તે રૂપીઆના બદલામાં આપના શરીરમાંથી સવાશેર માંસ મારા હાથે કાપી લઇશ. જો આ શરત આપને મંજુર હોય તો ખુશીથી અત્યારેને અત્યારે પાંચ લાખ રૂપીઆ ગણી લો."

આ પ્રમાણે પ્રેમચંદ શેઠની શરત સાંભળી કૃષ્ણચંદ શેઠે વિચાર કર્યો કે "મારા બેટે મારૂં કાસળ કાઢવા બરાબર લાગ સાધ્યો છે. પણ એની એ ધારણા પાર પડશે તો નહિ. કારણ મુદત પહેલાં તો હું પાંચ શું પણ પચીશ લાખ રૂપીઆ જોઇશે તો લાવી ખડા કરી દઇશ. માટે તેની શરત કબૂલ કરવામાં જરા પણ વાંધો નથી. વ્યાજે બચશે અને આબરૂ પણ જળવાશે."

આમ વિચાર કરી કૃષ્ણચંદ શેઠે કહ્યું. "ભલે શેઠ. જો હું મુદત પૂરી થતાં નાણા ન ભરી શકું તો આપ આપની શરત મુજબ મારા દેહમાંથી સવાશેર માંસ કાઢી લેજો." પ્રેમચંદ શેઠે કહ્યું, "ઠીક ત્યારે શેઠ એ સંબંધના એટલા અક્ષરો લખી આપો અને નીચે સહી કરી આપો એટલે પત્યું." કૃષ્ણચંદ શેઠે એ મુજબ લખી આપ્યું અને રૂપીઆ લઈ, પોતાની આબરૂ હવે જળવાશે એમ વિચાર કરી, આનંદથી હસતાં હસતાં પોતાની પેઢીએ ગયા અને હુંડીઓ ભરપાઇ કરી. અહા! જોયું કે વેપારધંધામાં કેટલી કેટલી આવી મુશ્કેલીઓ આવતી હશે?

હવે એવું બન્યું કે કૃષ્ણચંદ શેઠની જે ધારણા હતી કે એક મહિનામાં તો હું પાંચ શું પણ પચીશ લાખ રૂપીઆ લાવી ખડા કરી શકીશ એ પાર પડી નહિ. કોણ જાણે માણસ શું આશા રાખે છે અને એની આશા ભાગ્યે જ પાર પડે છે. અને આશા પાર પડે તો પણ પરીણામ બીજું જ આવે છે. આ મુજબ કૃષ્ણચંદ શેઠે પ્રેમચંદ શેઠના નાણા એક મહિનામાં જ પાછા આપવાની શરત કરી હતી. અને એ મુજબ મહિનો પણ પૂરો થવા આવ્યો હતો. અરે! મુદત પણ વીતી ગઈ અને બદમાશ પ્રેમચંદ શેઠનો નાણા વસુલ કરવાનો તગાદો

શરૂ થયો. એટલે કૃષ્ણચંદ શેઠે તો પોતાના સગાવહાલા-ઓને કહી પાંચ લાખ રૂપીઆ ભેગા કરી વ્યાજ સહીત પ્રેમચંદ શેઠને ત્યાં પહોંચતા કરાવ્યા. પણ એણે તો એ રૂપીઆ પાછા લેવાની ના પાડી. અને પાછા મોકલાવ્યા.

પ્રેમચંદશેઠે કહેવડાવ્યું કે "મારે પાંચ લાખ રૂપી-આની જરૂર નથી પણ મારે તો આપના વચન મુજબ સુવાશેર માંસ આપના શરીરમાંથી મારે હાથે કાપી લેવું છે." આ પ્રમાણે સાંભળી કૃષ્ણચંદશેઠનો માણસ એ રૂપીઆ લઇને પાછો ફર્યો અને કૃષ્ણચંદ શેઠને બધી વાત કરી. આ સાંભળી શેઠ તો એકદમ ગભ-રાયા અને માંદા પડી ગયા. કૃષ્ણચંદ શેઠ શરતથી બંધાઇ ગયા હતા એટલે લાચાર હતા. વેપારીઓ માત્ર પોતાની જબાન પર જ કરોડોનો વેપાર ખેડે છે અને એ મુજબ પાળે છે એટલે શરત મુજબ વચન પાળવું એ તેઓની મુખ્ય ફરજ છે.

ત્યારપછી ઘણીએ વખત પ્રેમચંદ શેઠે પોતાની શરત પૂરી કરવા માટે કૃષ્ણચંદ શેઠને કહેવડાવ્યું. કૃષ્ણ-ચંદ શેઠ તો સાવ માંદા પડી ગયા હતા અને એમાં વારંવાર પ્રેમચંદ શેઠના તેડાથી એમની તબીયત સાવ ખાટલાવશ બની ગઇ.

આખરે બદમાશ પ્રેમચંદ શેઠે પોતાની શરત ગમે

તે હિસાબે પૂરી કરવા માટે કૃષ્ણચંદ શેઠ પર ફરીયાદ માંડી. કૃષ્ણચંદ શેઠ સાવ અશક્ત હોવા છતાં પણ કાજીના તેડાથી કચેરીમાં ગયા. કાજીએ કૃષ્ણચંદ શેઠને પૂછ્યું. "શું તમે શેઠ પ્રેમચંદ પાસેથી પાંચ લાખ રૂપીઆ લીધા હતા કે ?"

કૃષ્ણચંદ શેઠે જવાબ આપ્યો "જી. હા."

"એ રૂપીઆ લેતી વખતે કોઈ શરત કરી હતી કે?"

"જી. હા."

"તમે આવી શરતે પાંચ લાખ રૂપીઆ લીધા હતા કે જો એક મહિનામાં હું એ રૂપીઆ ન આપી શકું તો મારા શરીરમાંથી સવાશેર માંસ તમારા હાથે કાપી લેવું."

"જી. હા. પણ મેં વ્યાજ સાથે રૂપીઆ મોકલાવ્યા છતાં એમણે એ લીધાં નહિ. ફક્ત એ તો સવાશેર માંસ મારા શરીરમાંથી લેવા માંગે છે માટે આપને જે યોગ્ય લાગે તે ન્યાય આપો."

કૃષ્ણચંદ શેઠનો જવાબ સાંભળી કાજીએ કહ્યું, "તમારી શરત મુજબ તમે બંધાઈ ચૂકયા છો એટલે હું હવે તમને બીજી તો શી મદદ કરી શકું ? માટે ફરીયાદી જે જગાએથી સવાશેર માંસ કાપી લેવા માગે તે જગા-

એથી કાપી લેવા દો."

આ પ્રમાણે કાજીનો ફેંસલો સાંભળી કૃષ્ણચંદ શેઠના તો હોશ જ ઉડી ગયા. પરંતુ એમણે ધીરજ રાખી વિચાર કરી કહ્યું. "કાઝી સાહેબ, આ ફરીયાદી સામે યોગ્ય ન્યાય મેળવવા માટે મારે બાદશાહ સલામતના દરબારમાં ફરીયાદ હાજર કરાવવી છે. માટે હમણાં આપ આપનો હુકમ અમલમાં ન લાવશો એવી મારી અરજ છે."

કૃષ્ણચંદ શેઠની આ અરજને કાયદા પ્રમાણે માન આપી કાજી સાહેબે પોતાનો હુકમ બંધ રાખ્યો. એટલે કૃષ્ણચંદ શેઠે તુરત જ બાદશાહના દરબારમાં અરજ કરી. બાદશાહ દિલ્હીના આ બન્ને આબરૂદાર વેપારીઓને ઓળખતા હતા અને એમાંયે આવી નવાઇ પમાડે તેવી શરત જોઇ વિચારમાં જ પડી ગયા. બાજુમાં જ બેઠેલા બીરબલને બાદશાહે કહ્યું. "બીરબલ, ન્યાય અને ધર્મ કાયમ રહેતાં કોઇ પણ ઉપાયે આ બન્નેનો જાન બચે તેવો કોઇ રસ્તો તું શોધી કાઢ અને તે મુજબ તું ન્યાય આપ."

બીરબલે બન્ને જણાઓને કહ્યું, "જાઓ. શેઠ તમારા બન્નેના સંબંધમાં ઘટતો ઇન્સાફ મળશે. માટે કાલે તમે બન્ને જણા પધારજો."

આથી આ બન્ને જણા વિનયપૂર્વક સલામ કરી ઘરભણી વળ્યા.

બીજે દિવસે વાદી અને પ્રતિવાદી બન્ને જણા એકબીજાની સામે ઉભા રહ્યા. બીરબલે પ્રેમચંદ શેઠને પૂછ્યું. "કેમ શેઠ તમારે રૂપીઆ તો પાછા જોઇતા નથીને ?"

પ્રેમચંદ શેઠે કહ્યું. "જી. ના. મારે તો કરાર મુજબ એના શરીરનું સવાશેર માંસ જોઇએ છીએ."

બીરબલે કહ્યું. "ભલે ત્યારે એમ જ કરો. પરંતુ તમારી શરત મુજબ સવાશેર કરતાં ઓછું કે વધતું માંસ કાપશો તો તેટલા જ પ્રમાણમાં તમારા શરીરમાંથી પાછું એટલું જ માંસ કાપી લેવામાં આવશે." આ પ્રમાણે બીરબલનો ન્યાય સાંભળતાં પ્રેમચંદ શેઠ તો ગભરાયા અને વિચારમાં પડયા કે હવે શું કરવું ?

બીરબલે ફરી હુકમ કર્યો, "જલ્દી કરો. કોની વાટ જોવો છો ? તમારી શરત મુજબ માંસ કાપી લો."

પ્રેમચંદ શેઠે થોથરાતી જીભે કહ્યું. "નામવર, મારે માંસ જોઇતું નથી. મારે તો મારા પાંચ લાખ રૂપીઆ જોઇએ છીએ."

આ સાંભળી બીરબલે કહ્યું. "શું કહ્યું ? પાંચ

લાખ રૂપીઆ ? હવે એક પાઇ પણ નહિ મળે. બસ માંસ જ લેવું પડશે. અને ખબરદાર માંસ કાઢતાં લોહીનું એક પણ ટીપું ન પડવું જોઇએ કારણ કે શરતમાં લોહી લેવાનું નથી. માંસ જ છે અને એમ જો નહિ કરો તો ઇન્સાફનું અપમાન કર્યું ગણાશે. માટે કહો હવે શું કરવા માંગો છો ?"

આથી પ્રેમચંદ શેઠે એકદમ નિરાશ થઈ કહ્યું:—

"મહેરબાન સાહેબ. હવે તો મારે કશું પણ જોઇતું નથી. મને અહિંથી હીમખીમ જવા દો તો ઠીક."

આ બધું બાદશાહ સાંભળતાં હતાં એમણે કહ્યું:- "જુઓ તમે બન્ને દિલ્હીના જાણીતા એક ધંધાવાળા વેપારી ભાઇઓ છો. છતાં કેવા કેવા પ્રપંચો રચી એક-બીજાનો જાન લેવા માંગો છો એ તમારા જેવા વેપારી-ઓને શોભતું નથી. માટે શેઠ હવે તમે મુંગા મુંગા ચાલ્યા જાવ અને કૃષ્ણચંદ શેઠની દરબાર સમક્ષ માફી માગો."

બાદશાહના હુકમને માન આપી પ્રેમચંદ શેઠે કૃષ્ણચંદ શેઠની માફી માગી અને ચાલ્યા ગયા. ત્યાર બાદ કૃષ્ણચંદ શેઠે કહ્યું. "નામવર, બીરબલની ન્યાય બુદ્ધિથી મારો જાન બચી ગયો છે માટે પ્રેમચંદ શેઠ

પાસેથી લીધેલા રૂપીઆ હું બીરબલને ઈનામ તરીકે આપુ છું. "આમ કહી કૃષ્ણચંદ શેઠે રૂપીઆ મંગાવી બીરબલને આપ્યા.

બિરાદરો ! જોયું કે વેપારીઓ પોતાની આબરૂ જાળવવા કેવા કેવા જોખમો વ્હોરી લે છે.



(૩૨)




અકબર બાદશાહના દરબારમાં તાનસેન કરીને એક મોટો ગવૈયો હતો. તાનસેનના દોસ્તો એને બીરબલ કરતાં વધારે માન આપતા. તાનસેનને પોતાને જરાપણ અભિમાન ન હતું. પરંતુ એના દોસ્તો તો તેને માટે મગરૂબ હતા. આથી એક દિવસે તેઓએ બાદશાહ આગળ તાનસેનના જોઇએ તે કરતાં વધારે વખાણ કરવા માંડયા.

બાદશાહ આ લોકોની મતલબ સમજી ગયા. આથી તેમણે વિચાર કર્યો કે આ લોકોને બીરબલની ચતુરાઇ અને બુદ્ધિબળની પરીક્ષા થવી જોઇએ તો જ તેઓ 'તાનસેન' 'તાનસેન' કરતાં અટકે. આથી બાદશાહે રૂસ દેશના બાદશાહ પર એક પત્ર લખ્યો કે "આ પત્ર લાવનાર મારા બે દરબારીઓ બીરબલ અને તાનસેનનો આ પત્ર મળતાં તુરત જ શીરચ્છેદ કરજો."

બાદશાહે તો ઉપર મુજબ પત્ર લખી કવર સીલબંધ કરી બીરબલ અને તાનસેનને બોલાવી કહ્યું, કે "એક જરૂરનું કામ છે માટે તમે બન્ને જણા આ પત્ર લઇ રૂસ દેશના બાદશાહ પાસે જાઓ. અને એ જે જવાબ આપે તે લઈ આવો. આ કામ બીજા કોઇથી બની શકે તેમ નથી માટે જો તમે જશો તો જલ્દી નિવેડો આવી જશે."

આ પ્રમાણે એ લોકોએ તૈયારી કરી. બીજે દિવસે બીરબલ અને તાનસેન રવાના થઈ ગયા. થોડા દિવસ પછી તેઓ રૂસ દેશ પહોંચ્યા. અકબર બાદશાહની આજ્ઞા મુજબ તે બન્ને જણા રૂસના બાદશાહના દરબારમાં ગયા અને તેને અકબરશાહનો પત્ર આપ્યો. પત્ર વાંચતાં જ બાદશાહે કહ્યું, "આ બન્ને જણાનો શીરચ્છેદ કરવાનો છે માટે તૈયારી કરો."

આ નવાઇ પમાડે તેવો બાદશાહનો હુકમ સાંભળી બીરબલ અને તાનસેન તો નવાઇ પામ્યા. તાનસેન તો ગભરાઇ ગયો. આથી એણે બીરબલને કહ્યું. "બિરાદર બીરબલ, તું ગમે તે યુક્તિ શોધી કાઢ. નહિંતર અહિંયા તો જીવતા મરી જઇશું."

બીરબલ પણ આજ વિચારમાં હતો. કારણ એનો પણ જાન જોખમમાં હતો. તેણે ધીમે રહીને તાનસેનને આશ્વાસન આપ્યું અને પોતાની યુક્તિ બતાવી.

જેમ તેમ કરીને આખી રાત તો નીકળી ગઇ. બીજે દિવસે સવારે સિપાઇઓ તેમને ગરદન મારવાની જગ્યાએ લઇ ગયા. તાનસેન બીરબલના શીખવ્યા મુજબ બહારથી તો ખૂશ દેખાતો હતો પણ અંદરથી તો એની છાતી ધબધબ ધબકારા કરતી હતી.

જ્યારે ગરદન મારવાની જગ્યાએ તેમને લઇ જઇ ઉભા કરવામાં આવ્યા એટલે બીરબલ "મને પહેલા મારો" "મને પહેલા મારો." કહી આગળ વધ્યો અને તે મુજબ તાનસેન પણ બીરબલને પાછળ હઠાવી પોતે આગળ આવ્યો અને બોલ્યો, "મને પહેલા મારો." "મને પહેલા મારો."

આ પ્રમાણે બન્ને જણાને એકબીજાની પહેલા મરવાની ઇચ્છા બતાવતા જોઇ સિપાઇઓ પણ નવાઇ

પામ્યા કે આ લોકો ગાંડા છે કે શું ?

આ પ્રમાણે આ બન્ને જણાની ચડ ઉતર થતી જોઇ સિપાઇઓ આ બન્ને જણાને બાદશાહ પાસે લઇ ગયા અને બાદશાહને બધી વાત કરી.

બાદશાહે પૂછયું, "તમે બન્ને એકબીજાની પહેલાં મરવાનું કેમ પસંદ કરો છો ?"

બીરબલે કહ્યું, "તમને એ વાતનો ખુલાસો કહેવાથી અમને ગેરલાભ થવાનો સંભવ છે, માટે આપ એ સવાલ જ ન કરો તો સારૂં !"

બીરબલનો આ પ્રમાણે જવાબ સાંભળી બાદશાહને કાંઇક શંકા આવી કે નક્કી આમાં કાંઇક છે. એટલે બાદશાહે કહ્યું. "જો તમે આ ભેદનો ખુલાસો નહીં કરો તો તમને જન્મભર બંદીખાનામાં રાખીશું. માટે જે કાંઇ વાત હોય તે સાચેસાચી કહી સંભળાવો."

બીરબલ જાણે આ વાત કહેવાથી દિલગીર થતો હોય એવો ડોળ બતાવી બોલ્યો, "જ્યારે આપ એ વાત કહેવા માટે અમને કહો છો એટલે મારે કહ્યા વગર છૂટકો નથી. પણ હું તમને સાચેસાચું કહું છું કે આ વાત કહેવાથી ખરેખર અમને ઘણું નુકશાન થશે."

આ સાંભળી બાદશાહની શંકા વધુ મજબૂત બની એટલે એણે કહ્યું, "જે હોય તે સાચી બીના કહી દો."

આ સાંભળી બીરબલે કહ્યું, "ખેર, જે બનવા કાળ હશે તે બનશેજ. જુઓ, સાંભળો અમારા બાદશાહ અકબરશાહ ઘણો કાળ થયા આપનું રાજ્ય પડાવી લેવાનો વિચાર કરે છે. પણ આપ તેમના કરતાં બળવાન રહ્યા એટલે રણમેદાનમાં ઝઝુમવાની તેમની હિંમત નથી. માટે એક દિવસે તેમણે એક પંડીતને બોલાવી પોતાની આ ઇચ્છા કહી સંભળાવી. એટલે પંડીતે કહ્યું કે 'જો આ દરબારમાંના બે માણસોનો જીવ તે બાદશાહ લે તો તે નિરપરાધી માણસોને મારવાની હત્યા તેને લાગશે અને આથી એનું રાજ્ય ખેદાનમેદાન થઈ જશે." અને જે સૌના પહેલાં મરશે તે બીજા જન્મમાં રાજા થશે અને તેને રાજ્ય મળશે. અમે બન્ને બાદશાહના જ માણસો હોવાથી આ રાજ્ય બાદશાહના હાથમાં વગર મહેનતે આવી જાય. બસ આમાં આ ભેદ છે."

બીરબલનો આ ખુલાસો સાંભળી બાદશાહ ચમક્યો અને તે બોલી ઉઠયો, "પ્રધાનજી, આ લોકોના માંહોમાંહેના કજીયા ઉપરથી આ વાત ખરી લાગે છે. અને આથી આપણને નુકશાન થવાનો સંભવ છે માટે જાઓ અને અકબરશાહને લખી નાખો કે તમે જે કામ

લખ્યું તે કરવા માટે અમે તૈયાર નથી."

આ પ્રમાણે બાદશાહ પાસેથી જવાબનો પત્ર લઇ બન્ને જણા દિલ્હી પહોંચ્યા અને અકબર બાદશાહના દરબારમાં હાજર થયા. બાદશાહે બધા દરબારીઓને ભેગા કરી બધીએ હકીકત પૂછી. તાનસેને કહ્યું. "નામવર, જો બીરબલ ન હોત અને કોઇ બીજો સાથે હોત તો આજે અહિં પાછો આપની સેવામાં આવી શકયો ન હોત."

આ પ્રમાણે તાનસેનનો જવાબ સાંભળી બાદશાહે કહ્યું, "મેં તમને બીરબલની ચતુરાઇ અને બુદ્ધિની પરીક્ષાની ખાતરી કરાવવા માટે વિચાર કર્યો હતો અને તે મુજબ આ બન્ને જણાને રૂસ દેશ મોકલાવ્યા હતા. જ્યાંથી બીરબલે પોતાની બુદ્ધિબળથી પોતાનો અને તાનસેનનો જાન કેવી રીતે બચાવ્યો તે આપ સૌએ તાનસેનના મોઢેથી જ સાંભળ્યું. આથી હવે પછી કોઇએ બીરબલની અને તાનસેનની સરખામણી ન કરવી. એ બન્નેના કામો જુદા જ છે."

આ પ્રમાણે બાદશાહનું બોલવું સાંભળી તાનસેનના દોસ્તોનું અભિમાન ઉતરી ગયું.

---




એક વખતે બાદશાહે બીરબલને પૂછ્યું "શું તારા ભગવાન કૃષ્ણ પાસે કોઇ પણ સેવક ન હતો કે જ્યારે ત્યારે એ પોતે જ મદદ કરવા દોડી આવતા ?"

બીરબલે કહ્યું, "નામવર એનો જવાબ કાલે આપીશ."

બીજે દિવસે બીરબલે એક કારીગર પાસે બરાબર નાના શાહજાદાના જેવું જ મીણનું પુતળું તૈયાર કરાવ્યું. પછી એક નોકરને બોલાવી કહ્યું, "આ પુતળાને શાહજાદાના કપડા પહેરાવી, બાદશાહ જ્યારે બાગમાં ફરતા હોય ત્યારે, તે જવે એવી રીતે ગોદમાં લઇ, દોડતો દોડતો હોજમાંપડી જજે."

નોકરે તે વાત કબૂલ કરી. એ જ દિવસે સાંજના બાદશાહ અને બીરબલ બાગમાં ફરતા હતા. એવામાં બીરબલે પેલા નોકર તરફ જોઇ કહ્યું. "નામવર, જુઓ આજે શાહજાદો તમારી આગળ આવવા માટે કેટલી ઉતાવળ કરે છે!"

આ સાંભળી બાદશાહ શાહજાદાને રમાડવા એક-દમ ઉતાવળા બન્યા. એવામાં તો પેલો નોકર પેલા પુતળાની સાથે જ હોજમાં પડી ગયો. આ જોઇ બાદશાહ એકદમ દોડયા અને પહેરેલા કપડાં સાથે જ હોજમાં પડયા અને પેલા પુતળાને બહાર કાઢ્યું.

બાદશાહ પાણીની બહાર આવ્યા કે તરત જ બીરબલે કહ્યું, નામવર, શું આપની પાસે કોઇ સેવક ન હતો કે તમે પોતે શાહજાદાને બચાવવા દોડીને હોજમાં કૂદયા? નામવર, એ માત્ર મોહનું કારણ છે. જેવી રીતે આપને આપના પુત્ર પર પ્રેમ છે એવી જ રીતે ભગવાન શ્રી કૃષ્ણને પોતાના ભકતો પર પ્રેમ છે."

બાદશાહ પોતાના સવાલનો જવાબ મળી ગયેલો જોઈ ઘણા જ ખૂશ થયા.





એક દિવસ એવું બન્યું કે એક બાજુ બાદશાહની માતા મરણ પામી અને બીજી બાજુ એજ વખતે શાહજાદાનો જન્મ થયો. આ સમાચાર શહેરમાં ફેલાતાં નગરવાસીઓ વિચારમાં પડયા કે આનંદ ઉજવવો કે શોક દેખાડવો ! શોક અને આનંદ એકી સાથે જાહેર ન જ થઇ શકે એમ હોવાથી છેવટે થાકીને તેઓ બીરબલ પાસે ગયા અને તેની સલાહ માગી. બીરબલે કહ્યું:— "ભાઇઓ ! આજે તમે બધા એકી સાથે દરબારમાં જાવ અને જ્યારે બાદશાહ તમારી તરફ જુએ એટલે તમે બધા ઉઘાડા માથે ઉભા થજો. બાદશાહ જો તમારી સામુ જોઇ હસે તો તમે પણ હસજો અને રડે તો તમે પણ તેમ કરજો."

બીરબલના કહેવા મુજબ બધા શહેરીઓએ કર્યું. બાદશાહ શહેરીઓનો વિચિત્ર દેખાવ જોઇ હસવા લાગ્યો એટલે બધાએ રાજકુમારના જન્મનો આનંદ મનાવ્યો.

બાદશાહ સમજી ગયા કે બીરબલ સિવાય આ કોની ચાતુરી હોય ?

---

(૩૫)




રૂસના બાદશાહે બીરબલની બુદ્ધિ અને ચતુરાઇના વખાણ સાંભળી તેને પોતાને ત્યાં મોકલવા અકબરશાહને પત્ર લખ્યો. આથી બાદશાહે બીરબલને રૂસ દેશ મોકલાવ્યો. બીરબલે રાજધાની પાસે પહોંચતાં અગાઉથી ચોકીદાર સાથે ખબર મોકલાવી.

બાદશાહે બીરબલની પરિક્ષા કરવા ખાતર પોતાના બધા દરબારીઓને પોતાના જેવા જ વસ્ત્રો પહેરાવી એવી રીતે બેસાડયા કે ખરા બાદશાહને ઓળખવો મુશ્કેલ થઇ પડે. બીરબલે દરબારમાં આવી આવો પ્રકાર જોયો એટલે તરત જ તેણે મનમાં ધારી લીધું કે 'અહીં પણ બુદ્ધિની પરિક્ષા લેવાય છે.' તેણે ચારે તરફ એકવાર જોઇ લીધું અને પછી ધીમે પગલે ચાલતો ચાલતો બધાને જોતો ખરા બાદશાહ પાસે પહોંચી ગયો અને તેને સલામ કરી.

આ જોઈ બાદશાહ ઘણા જ ખૂશ થયા અને તેને માન આપ્યું. પૂછ્યું "બીરબલ! તમે મને કેવી રીતે ઓળખી કાઢયો?" બીરબલે કહ્યું, "નામવર, બધાની નજર આપના પર હતી અને આપ બધા તરફ જોતા હતા. આ ઉપરથી મેં આપને ઓળખી લીધા."

આ જવાબ સાંભળી બાદશાહ બહુ જ ખૂશ થયા અને બીરબલને "દરીઆએ અકલ" એટલે "બુદ્ધિ સાગર"ની ઉપાધિ આપી.

આ પ્રમાણે બીરબલની ખ્યાતિ દેશપરદેશમાં પણ કેટલી બધી હતી તે આપણે જોઇ શકીએ છીએ.






એક દિવસ બીરબલ દરબારમાં વખતસર હાજર ન થઇ શક્યો એટલે બાદશાહે તેને બોલાવી લાવવા સિપાઈ મોકલ્યો. સિપાઇએ બીરબલ પાસે જઇ કહ્યું. "બાદશાહ સલામત આપને બોલાવે છે."

બીરબલે તેને જવાબ આપ્યો "જા, નામવરને જઇને કહે કે હું હમણાં જ હાજર થાઉં છું."

સિપાઇએ તો જઇને બીરબલે આપેલો જવાબ બાદશાહને કહી સંભળાવ્યો.

બાદશાહે વળી પાછી ઘણી વાર સુધી એની રાહ જોઇ, પણ બીરબલનો પત્તો જ નહીં. આથી વળી પાછો સિપાઇને તેડવા મોકલ્યો. બીજી વખત પણ

બીરબલે ઉપલો જ જવાબ આપી તેને પાછો કાઢયો. ફરી પાછો બાદશાહે ત્રીજી વાર સિપાઇ મોકલ્યો અને બીરબલે પણ તેને અગાઉની જેમ જ જવાબ આપી પાછો કાઢયો.

બીરબલે વિચાર કર્યો કે જો હવે વધારે વાર લાગશે તો બાદશાહ પોતે જ અહીં આવશે માટે હવે તો હું જાઉં. આથી તે ઝટપટ તૈયાર થઇ બાદશાહના દરબારમાં હાજર થયો. તેણે સલામ કરી પરંતુ આજે બાદશાહ ગુસ્સામાં હોવાને લીધે તેનો જવાબ ન આપ્યો. બાદશાહે ગુસ્સે થઇ પૂછયું." કેમ બીરબલ ! આજે તને બોલાવવા માટે ત્રણ ત્રણ વાર માણસો મોકલવા પડયા, છતાં તારૂં "હમણાં આવું છું" એ પૂરૂં ન થયું ? આટલી બધી વાર તું શું કરતો હતો ?"

હાજર જવાબી બીરબલે તરત જ હાથ જોડી અરજ કરતાં કહ્યું. "નામવર, બેટા રોતા થા એટલે તેને સમજાવતાં આટલી બધી વાર લાગી."

બાદશાહે વધુ ગુસ્સે થઇ કહ્યું. "બીરબલ, તું દરેક વખતે આવા જ હાજર જવાબો આપી વાતને ઉડાવી દે છે. શું બાળકને તે સમજાવતાં શી વાર લાગે ? તેને મનગમતી ચીજ આપીએ કે તરત છાનું થઇ જાય ?"

બીરબલે કહ્યું. "જહાંપનાહ, બાળકને કેવી રીતે સમજાવવો એનો અનુભવ હજુ આપને થયો નથી, એટલે બાળહઠ વિષે આપ શું જાણો?"

બાદશાહ બોલ્યા, "તારા જેવો ચતુર માણસ બાળકને ન સમજાવી શકે એ નવાઇની વાત છે! જો તારી જગ્યાએ હું હોત તો તરત સમજાવી દેત."

બીરબલે કહ્યું, "ત્યારે નામવર, આપ રાજા એટલે માબાપ તરીકે ગણાવ અને રૈયત આપના બાળક બરોબર છે. માટે હું બાળક બનું અને આપ મને સમજાવો અને પછી જુઓ કે બાળહઠ કેવા પ્રકારની હોય છે?"

બાદશાહે તે વાત કબુલ કરી એટલે બીરબલે નાના બાળકની જેમ જમીન પર બેસી ધીમેધીમે રડવા માંડયું. બાદશાહ સિંહાસન પરથી ઉતરી તેને સમજાવવા લાગ્યા. બાદશાહે બીરબલના શરીર પર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું, "બેટા, તું કેમ રડે છે?"

એટલે બીરબલે વધુ જોરથી રડવા માંડયું. બાદશાહે તેને મમતાથી પૂછયું "બેટા, તું કેમ રડે છે? તને શું જોઇએ? ચાલ જલદી કહે, હું હમણાં જ તને તે અપાવું."

બીરબલે થોડીવાર સુધી રડ્યા કર્યું પછી તે બોલ્યો, "મને શેરડી જોઇએ છે. તો મંગાવી આપો."

બાદશાહે તરત જ શેરડીનો એક ભારો મંગાવ્યો અને તેમાંથી પસંદ પડે તે કાઢી લેવા કહ્યું. બીરબલે તો રડતાં રડતાં કહ્યું, "તમે કાઢી આપો."

બાદશાહે ભારામાંથી એક સારી શેરડીનો કકડો કાઢી આપ્યો. પરંતુ બીરબલે તો તે હાથમાં લઇ પાછું રડવા માંડયું.

ત્યારે બાદશાહે પૂછ્યું, "બેટા, હવે શા માટે રડે છે? પાછું વળી શું જોઇએ છે?"

એટલે બીરબલે રોતા રોતા જવાબ આપ્યો, "આને છોલી આપો."

એટલે બાદશાહે શેરડી છોલીને તેના હાથમાં આપી. તે લઇને વળી પાછો તે રોવા લાગ્યો. બાદશાહે પૂછ્યું. "હવે શા માટે રડે છો?"

તેણે કહ્યું, "એના કકડા કરી આપો."

બાદશાહે કકડા કરી આપ્યા અને બીરબલની આગળ મૂકયા. બીરબલે તે કકડા ફેંકી દીધા અને રોવા લાગ્યો. બાદશાહ ઉઠીને તે વીણવા લાગ્યા અને બીરબલ આગળ ભેગા કરી પૂછ્યું, "બેટા, છાનો રહે. જો તેં કહ્યું તેમ મેં કર્યુંને?"

બીરબલે તો રોવાનું બંધ કર્યું જ નહિ અને પગ પછાડવા લાગ્યો. આ જોઇ બાદશાહે પૂછ્યું, "બેટા, આમ શા માટે કરે છે?"

બીરબલે કહ્યુ, "આને કાપી કેમ નાખી? પાછી આને આખી કરી આપો."

બાદશાહે કહ્યું, "બેટા! હવે આને આખો કેવી રીતે કરી શકાય?"

બીરબલે હાથ જોડી અરજ કરી "તો પછી નામવર હું રડવાનું કેવી રીતે બંધ કરૂં?"

બાદશાહે કહ્યું. "બીરબલ, ધન્ય છે તને! તું જે બોલ્યો તે ખરૂં છે. ખરેખર બાળહઠ તે બાળહઠ જ છે."

આ પ્રમાણે બાદશાહનો ગુસ્સો ઉતરી ગયો. અને સૌ પોતપોતાના આસને જઈ બેઠા અને રાજકાજમાં પરોવાયા.






એક વખત બાદશાહ દરબાર ભરી બેઠા હતા. એવામાં એક પઠાણે આવીને ફરીઆદ કરી કે સરકાર ! આપના નગરમાં ઠઠામલ નામનો એક મુલતાની વેપારી રહે છે. તે વેપારીને મેં ગઇ કાલે મોતીના પચીસ દાણાનો એક હાર દશ હજાર રૂપીઆની કિંમતનો આપ્યો છે. ગઈ કાલે મારી પાસેથી હાર લેતી વખતે એ શાહુકારે કહ્યું હતું કે તમે આવતી કાલે સવારના બાર વાગે આવજો. જો તમારો હાર મને પસંદ પડશે તો તમને તેની કિંમતના દસ હજાર રૂપીઆ આપીશ, અને જો નહીં પસંદ પડે તો તમારો હાર તમને પાછો આપીશ. અમારી બંને વચ્ચે થએલી શરત મુજબ હું આજ તે શેઠ પાસે ઉઘરાણી કરવા ગયો. મને ઉઘરાણી

કરવા આવેલો જોઈને તે શાહુકારે એકદમ મારા પર ગુસ્સે થઇ મને ધમકાવતાં કહ્યું. "જા, જા, કોને ગળે પડે છે? કેવો માલ અને કેવી વાત! કોણ જાણે છે?" આમ ધમકાવીને શાહુકારે મને આંગણેથી હાંકી કાઢયો.

બીરબલે પઠાણની બધી હકીકત સાંભળી લઇને પછી પઠાણને પૂછ્યું. "જે વખતે તમે તે શાહુકારને મોતીનો હાર દીધો તે વખતે તેના ઘરમાં બીજા કોઇ હતા ખરા?"

પઠાણે કહ્યું, "રાજા સાહેબ, મોતીનો હાર આપતી વખતે તે શેઠની શેઠાણી સીવાય બીજું કોઇ જ ન હતું."

બીરબલે પૂછ્યું, "તે મોતીનો હાર લઇને શેઠે કઇ જગાએ મૂકયો છે?"

પઠાણે જવાબ આપ્યો. "શેઠે શેઠાણીના હાથમાં મોતીનો હાર એક સાચા મોતીની પેટીમાં મુકવાને આપ્યો હતો. શેઠાણીએ શેઠની પાસેથી કુંચીઓનો ઝુડો લઇ તે પેટી ઉઘાડી પેટીમાં મૂકયો અને મને કહ્યું કે કાલે આવજો."

આ સાંભળી બીરબલે પેલા પઠાણને કહ્યું, "જે પેટીમાં તમારો હાર મૂકયો છે તેના જ જેવી બીજી એક પેટી મને બજારમાંથી લાવી આપો."

પઠાણ તુરત બજારમાં ગયો અને એના જ જેવી પેટી બીરબલને લાવી આપી.

બીરબલે તે પેટી લઇને પઠાણને એકબાજુએ સંતાઇ જવા કહ્યું. પછી બીરબલે પેલા શાહુકાર મુલતાની ઠઠામલને બોલાવ્યો. પેલી પઠાણ પાસે મંગાવેલી પેટી પોતાના ટેબલ પર મૂકી અને કચેરીના પટાવાલાને કહ્યું "જે વખતે હું તને કહું કે જા આ પેટી તોડવા માટે લુહારને બોલાવી લાવ ત્યારે તું કહેજે કે એમ કરવાથી પેટી બગડી જશે માટે કાલે આવી પેટી જેની પાસે હશે તેની પાસેથી ચાવી લઇ આવીશ."

એટલામાં ઠઠામલ શેઠ દરબારમાં દાખલ થયો. બીરબલે તેને માન આપી આડી અવળી વાતો કર્યા પછી નોકરને કહ્યું. "આ પેટીની ચાવી મારી પાસેથી ખોવાઇ ગઇ છે. તેમાં આ શેઠના કામના કેટલાક કાગળો છે તે મારે તેમને આપવા છે. માટે જા લુહારને તેડી લાવ."

પટાવાલાએ કહ્યું. "એમ કરવાથી આ પેટી ઉલટાની બગડી જશે, માટે કાલે હું જેની પાસે આવી આવી પેટી હશે તેની પાસેથી ચાવી લઇ આવીશ."

બીરબલે પટાવાલાને કહ્યું. "અરે મુરખા! તને કાંઇ ખબર પડે છે. આજનો દિવસ ઢીલમાં નાખવાથી

શેઠને કેટલું બધું નુકશાન થાય એમ છે.” બીરબલના આ શબ્દો સાંભળતાં જ શેઠે વિચાર કરીને કહ્યું “મને નુકશાન થાય એમ જરી પણ કરશો નહિ. આના જેવી જ મારી પાસે પેટી છે એટલે તેની ચાવી આ પેટીને લાગુ થશે.”

શેઠની આ વાત સાંભળી બીરબલે કહ્યું, “ત્યારે તો ઘણું જ સારૂં. ચાવી આપો તો હમણાં જ પેટી ઉઘાડી નાખીએ.”

શેઠે કહ્યું, “ચાવી તો ઘેર રહી ગઇ છે માટે હું હમણા જઇને લઇ આવું.”

બીરબલે કહ્યું, “અરે શેઠ, તમારે શા માટે નકામી તકલીફમાં ઉતરવું જોઇએ. નોકરને નિશાની આપો તો તે તરત લઇ આવશે.” શેઠે પટાવાલાને કહ્યું “મારે ઘેર જઇ શેઠાણીને કહેજે કે મારા કબાટના ખાનામાં ચાવીઓનો ઝુડો છે તે આપો.” એટલે પટાવાલો તો ચાવીનો ઝુડો લેવા ચાલ્યો. તરત બીરબલે બહાર આવી પટાવાલાને કહ્યું “શેઠાણીને જઇને કહેજે કે જે પેટીમા તમે પચીશ મોતીનો હાર મૂકયો છે તે ઘરાકને દેખાડવા માટે શેઠે મંગાવ્યો છે માટે તે આપો. અને નિશાની તરીકે એ હારની પેટીની ચાવી શેઠના

કબાટના ખાનામાં છે. તે હાર તું લઈ ગુપચુપ મને આપજે."

બીરબલની વાત ધ્યાનમાં રાખી પટાવાલો દોડતો દોડતો શેઠાણી પાસે ગયો અને ચાવીના ઝુમખાની નિશાની આપી મોતીનો હાર માંગ્યો.

શેઠાણીએ તરત હાર કાઢી પટાવાલાને આપ્યો. તે લઇને પટાવાલાએ ગુપચુપ આવીને બીરબલને આપ્યો.

બીરબલે તરત એક ઝવેરીને બોલાવી તેની પાસે તે મોતી જેવડાં જ બીજા સો મોતી મંગાવ્યા. ઝવેરી મોતી લાવ્યો તે ભેગાં પઠાણના હારના પચીશ મોતી ભેગા કરી ફરી પાછા બધા મોતી એક જ હારમાં ગુંથાવ્યા.

પછી પઠાણને બોલાવી કહ્યું "આ હારમાં તમારા જે મોતી હોય તે ઓળખી કાઢો."

પઠાણે તે હાર પોતાના હાથમાં લઇ બહુ બારીકીથી તપાસીને પોતાના જે પચીશ મોતીના દાણા હતા તે દેખાડીને કહ્યું "આ મોતી મારા છે."

આ સાંભળી બીરબલે વિચાર કર્યો કે મોતી તો પઠાણના છે ખરા. પણ હવે શાહુકાર શું કહે છે તે જોવાનું બાકી છે. બાદ બીરબલે મોતીના પચીશ દાણા લઇને પોતાની પાસે રાખીને પઠાણને કહ્યું "જે શેઠ

દરબારમાં બેઠા છે ત્યાં હું જાઉં છું. ત્યાં આવી તમારે ફરીયાદ કરવાની છે." આ પ્રમાણે પઠાણને કહીને બીરબલ દરબારમાં ગયો.

ઉપલી હકીકતથી ઠઠામલ શેઠ અણજાણ હતા. તે તો એમ જ સમજતા હતા કે પટાવાલો હજી સુધી ચાવી લઈને આવ્યો નથી.

એટલે બીરબલ આવી ન્યાયાસન પર બેઠો. એટલામાં પઠાણે આવી ફરીયાદ કરી. તે સાંભળી બીરબલે મોતીના હારને માટે ઠઠામલ શેઠને પૂછ્યું. પણ શેઠે તો ચોકખી ના જ પાડી. આખરે બીરબલે— સાક્ષી લેવા માટે શેઠાણીને અદાલતમાં બોલાવ્યા અને પૂછ્યું "ગઈ કાલે શેઠે તમને મોતીના ત્રીશ દાણા આપ્યા હતા અને આજે મંગાવ્યા તો પચીશ કેમ મોકલ્યા ?"

શેઠાણીએ કહ્યું, "શેઠ આપની પાસે હાજર છે તેમ જ પઠાણ પણ હાજર છે માટે તેમને પૂછો કે મને પચીશ કે ત્રીશ મોતી આપ્યા હતા ?"

એટલામાં શેઠ બોલવા જતા હતા પણ બીરબલે વચમાં અટકાવીને શેઠાણીને પૂછ્યું.

"શેઠે ગઈ કાલે મોતીના દાણા તમને આપેલા તે આ જ કે બીજા ?"

શેઠાણીએ કહ્યું, "હાજી. તે આ જ છે." આ સાંભળી બીરબલે શેઠાણીને જવાની રજા આપી. તેમ જ શેઠના પર પારકો માલ હજમ કરી જવાનો ગુન્હો મૂકી દંડ કર્યો. અને પઠાણને એના મોતીના દાણા પાછા સોંપી દીધા.

બીરબલનો આ ન્યાય જોઈ બાદશાહ અને દરબારીઓ છક થઈ ગયા.

---

(૩૮)




બાદશાહના દરબારમાં ચાર ચોરોને ઉભા કરવામાં આવ્યા. બાદશાહે બીરબલને કહ્યું.

"બીરબલ આ લોકોનો તું યોગ્ય ન્યાય કર."

એટલે બીરબલે આ ચારે ચોરોની પુરતી તપાસ કર્યા પછી એકને પોતાની પાસે બોલાવી કહ્યું "તને આ કામ શોભતું નથી" બીજાને કહ્યું, "બદમાશ, ચોર ચાલ ભાગી જા. ફરી પાછો તારૂં મોઢું દેખાડતો નહિ." ત્રીજાને કહ્યું, "તને તો ફટકાની સજા કરવી જોઇએ" આમ કહી એને ચારપાંચ ધોલ લગાવીને કાઢી મૂકયો. અને ચોથાને એના નાકકાન કાપી અવળે ગધેડે બેસાડી કાઢી મૂકયો.

બીરબલે ઉપર મુજબ આ ચારે ચોરોનો ન્યાય કરેલો જોઈ બધા દરબારીઓ એકબીજાના સામું જોવા લાગ્યા.

બાદશાહે બીરબલને પૂછ્યું, "બીરબલ, આ ચારે ચોરોનો એકસરખો ન્યાય કરવો જોઇએ. એને બદલે તેં તો દરેકને જુદો જુદો ન્યાય આપ્યો છે."

આ સાંભળી બીરબલે કહ્યું, "નામવર, આ ચારે ચોરોની પછવાડે એક એક માણસ મોકલો અને તે દરેકની ખબર લાવવા કહો."

બીરબલના કહેવા મુજબ બાદશાહે પેલા ચારે ચોરોની પછવાડે એક એક માણસ મોકલ્યો. બીજે દિવસે ચોરોની પાછળ મોકલાવેલા માણસો સમાચાર લાવ્યા. બીરબલે તેમને પૂછ્યું "કહો શું ખબર છે?"

એક જણે કહ્યું, "નામવર, જેને આપે કહ્યું હતું કે તને આ શોભતું નથી એ માણસ તો ઝેર ખાઇને મરી ગયો."

બીજાએ કહ્યું, "રાજા સાહેબ, જેને આપે ચોર, બદમાશ કહ્યો હતો તે માણસ તો આ શહેર છોડીને ચાલ્યો ગયો છે."

ત્રીજા જણાયે[ કહ્યું. "મહારાજ, જેને આપે ધક્કા [મારી ]કાઢી મૂકયો હતો તે માણસ તો પોતાના ઘરની બહાર] જ નીકળતો નથી." અને ચોથાએ કહ્યું કે "મહારાજ, જેના આપે નાક કાન કાપી કાઢી મૂકયો તે તો ઘણા જ આનંદથી જાણે કે શહેરમાં ફરવા નીકળ્યો હોય તેમ રૂવાબની ગધેડા પર બેઠા હતો."

આ સાંભળી બાદશાહે કહ્યું. "બીરબલ, યોગ્ય ન્યાય] તો તું [જ] કરી શકે છે. બીજાની તાકાત નથી કે અદલ ઇન્સાફ] આપી શકે."



# બીરબલની હાજરજવાબી

## કયું પાન સૌથી મોટું ?

શાહે પૂછ્યું, "સૌથી મોટું પાન ક્યા ઝાડનું ?" બધાએ આ સવાલના જુદાજુદા જવાબો આપ્યા. છેવટે બીરબલને પૂછ્યું. એણે કહ્યું "સૌથી મોટું પાન તો નાગરવેલનું. કારણ કે એ પાન એના ગુણને લઇને આપ નામવરના મુખ સુધી પ્હોંચે છે. પછી ભલેને બીજા પાનો લંબાઇમાં મોટા હોય !"

## જમના કેમ રડે છે ?

એક દિવસ જમનાને કિનારે બાદશાહ અને બીરબલ હવા ખાતા હતા. જમનાના જોસબંધ વહેતા પાણીનો ખળખળ થતો અવાજ સાંભળી બાદશાહે પૂછ્યું "બીરબલ, જમના કેમ રડે છે ?"

આ સવાલનો તુરત જ બીરબલે જવાબ આપ્યો.

"કારણ કે એને એનું પિયર છોડી સાસરે જવું પડે છે, એ માટે એ રડે છે. સંસારના નિયમ મુજબ સાસરે જતાં થતાં માબાપના વિયોગને લીધે તે રૂવે છે."

# આાકશમાં તારા કેટલા ?

એક દિવસે બાદશાહે પૂછ્યું "બીરબલ ! આકાશમાં તારા કેટલા હશે ?"

આ સાંભળી બીરબલે જવાબ આપ્યો.

"જનાબ ! પેલા આમલીના ઝાડને જેટલા પાન છે તેનાથી બમણા આકાશમાં તારા છે."

આ પ્રમાણે બીરબલનો હાજર જવાબ સાંભળી બાદશાહ આનંદમાં આવી ગયા પણ એ આનંદ બીરબલને ન બતાવતાં એમણે ક્રોધમાં આવી કહ્યું "બીરબલ ! તુમ બડે ગધે હો. કભી ઐસા હો સકતા હૈ કે કોઇ ઝાડ કે પાન ગીન સકે."

બીરબલે શાંતિથી કહ્યું "મહારાજ ! હું ઘણો જ ચતુર તો હતો પણ ગધેડાઓની ભેગો રહેવાથી હવે હું ગધેડો બન્યો છું." આ સાંભળીને બાદશાહને પોતાના બોલવામાં કેટલી ભૂલ થઇ તે સમજાણું આથી એ ચૂપ થઇ ગયા.

# દરિયો ખારો કેમ ?

એક દિવસ બાદશાહ ઘોડાપર બેસી ફરવા જતા હતા. રસ્તામાં બાદશાહે એક ગાયને ગંદી વસ્તુ ખાતી

જોઇ. એટલામાં જ તે પાછી મુતરવા લાગી. આ વખતે એક બ્રાહ્મણ ત્યાંથી પસાર થતો હતો, તેણે ગાયને મુત્રત્યાગ કરતી જોઇને ગોમુત્રનું આચમન લીધું. આ બધુંયે બાદશાહે ઘોડાપર બેઠાબેઠા ધ્યાનપૂર્વક જોયું. બીજે દિવસે બીરબલને જોતાં વેંત જ બાદશાહે કહ્યું, "તમારી હિંદુની જાત જ કેવી ગંદી છે?"

"કેવી રીતે?" બીરબલે પૂછ્યું.

"ગઇ કાલે મેં એક જણાને ગંદુ ખાનારી ગાયનું મુત્ર આચમન કરતાં—અને પીતાં જોયો. તમે હિંદુ લોકો ગોમુત્ર શા માટે પીવો છો?"

આ સાંભળી બીરબલ બોલ્યો,

"નામવર! તમે કહો છો તે વાત ખરી છે. પરંતુ મહારાજ, તમને ખબર નહિ હોય કે એક બ્રાહ્મણનું મુત્ર તમારી સાથે આખુંયે જગત પીવે છે."

બાદશાહ બોલ્યા "તે કેવી રીતે?"

બીરબલે તુરત જ જવાબ આપ્યો,

"સૌથી પહેલાં તો આ સમુદ્રોનું પાણી નદીના પાણીની જેવું જ મીઠું હતું. પરંતુ આ સમુદ્રોનું બધુંયે પાણી અમારા અગસ્ત્ય નામના બ્રાહ્મણ ઋષી પી ગયા. ત્યારપછી તો બધા માણસો અને પ્રાણીઓ

પાણી વગર મરવા પડયા. આખરે બધા જણાએ વિનંતી કરી એટલે એણે એ બધું પાણી મુત્રત્યાગ કરી પાછું કાઢયું. ત્યારપછી સમુદ્રોનું પાણી ખારૂં થયું એવી કથા છે. આ દરીઆના પાણીનું આપણે મીઠું પકાવીએ છીએ ને ખાઇએ છીએ, અને તેના વગર આપણને કોઇને પણ ચાલતું નથી."

આ હાજરજવાબ સાંભળી બાદશાહ તો ચુપ જ થઈ ગયા.

## બાદશાહ જખ મારે છે.

એક દિવસ બાદશાહ અને બીરબલ સહેલ કરવા દરિયા કિનારે જતા હતા ત્યાં માછીમારોને માછલાં પકડતાં જોઇ બાદશાહને પણ માછલા પકડવાનું મન થયું. આથી પોતે માછીમારો પાસેથી એક લાકડી લઇ તેને ગળ લગાડી પોતે માછલાં પકડવા બેઠા. બીરબલને તે વખતે કોઇ કામ યાદ આવવાથી બાદશાહની રજા લઇ પાછો ફર્યો.

તેને આ વખતે એકલો પાછો ફરેલો જોઇને બેગમ સાહેબાએ પૂછ્યું. 'બીરબલ, બાદશાહ કયાં છે ?"

જેનો જવાબ બીરબલે તુરતજ આપ્યો.

'જખ મારવા બેઠા છે.'

આ સાંભળી બેગમને ખોટું લાગ્યું. કારણ આ શબ્દ જ અપમાન કરનારો છે એમ બેગમને લાગ્યું.

સાંજના બાદશાહ પાછા ફર્યા. બેગમે આ વાત બાદશાહને કરી. આ વાત સાંભળીને બાદશાહને પણ ગુસ્સો ચડયો. તુરત જ બીરબલને બોલાવી પૂછ્યું.

'બીરબલ, તું દિવસે દિવસે ઉદ્ધત થતો જા છો. શું હું 'જખ મારવા' ગયો હતો ?' આ સાંભળી બીરબલે કહ્યું.

'નામવર, માફ કરજો. પરંતુ જખનો અર્થ ફારસી ભાષામાં માછલી એવો થાય છે. આપ નામવર તે વખતે માછલા પકડતા હતા એટલે મેં બેગમ સાહેબાને કહ્યું કે 'આપ નામવર જખ મારવા બેઠા છો.'

આ સાંભળી બાદશાહ ઘણા ખુશી થયા અને બીરબલની બુદ્ધિની બેગમને પણ વાત કરતાં કરતાં વખાણ કરવા લાગ્યા.

## હાજર તે હથિયાર:—

એક દિવસે બાદશાહે પૂછ્યુ. "લડાઇ વખતે કઇ વસ્તુ કામ લાગે છે ?" આ સાંભળી કોઇએ કહ્યું. તલવાર, કોઇએ કહ્યું ભાલા, કોઇએ કહ્યું બંદુક. બાદશાહે બીરબલને આ સવાલ પુછતાં બીરબલે કહ્યું.

"નામવર એ વખતે તો જે હાથ લાગ્યું તે હથિયાર. બાકી તલવાર કે ભાલા કે બંદુક કાંઇ કામમાં આવતા નથી."

બાદશાહે કહ્યું. "વારૂ. ત્યારે મને એની ખાત્રી કરાવી આપજે."

બીજેજ દિવસે બાદશાહના હાથીખાનામાંથી એક હાથીને બીરબલે છોડી મુકયો. હાથી તો ગાંડોતૂર થઇ બજારમાં ભાગ્યો. લોકો તો એટલા બધા ગભરાઇ ગયા કે જેમ ફાવે તેમ ભાગવા માંડયા. બીરબલ તુરત જ બાદશાહ પાસે આવ્યો બન્ને જણા અગાશીમાં જઇ આ તોફાની હાથીને જેવા લાગ્યા.

એવામાં સામેથી એક પહેલવાન આવતો જણાયો. માત્ર એક લંગોટ સિવાય બીજું એક પણ લુગડું એના શરીર પર નહતું. બીરબલે કહ્યું. "જુઓ, નામવર, હવે આ પહેલવાન કેમ બચાવ કરે છે તે? એની પાસે એક પણ હથિયારે નથી."

પેલા પહેલવાને તો મસ્તહાથીને પોતાની નજીક આવતો જેયો. એણે આસપાસ નજર ફેરવી તો પાસે એક માંદો કૂતરો બેઠેલો જણાયો. હાથી હજુ થોડેક છેટે હતો એવામાં તો પેલા પહેલવાને સમયસુચકતા

વાપરી પેલા કૂતરાના પાછલા પગ પકડી અદ્ધર ઉઠાવ્યો અને હાથી તરફ ફેંક્યો. કૂતરો હાથીની સૂંઢ પર પડતાં જ હાથી ગભરાયો અને ફરી જે રસ્તે આવ્યો હતો તે રસ્તે જ પાછો ભાગવા માંડયો. અને જઈને ભરાયો પાછો હાથીખાનામાં.

બાદશાહ આ બનાવ જોઈ ઘણા જ નવાઇ પામ્યા અને બોલ્યા, "ખરેખર, બીરબલ! હાજર તે હથિયાર. બાકી બીજા બધા હથિયાર નકામા!"

## સત્ય અને અસત્ય વચ્ચે ચાર આંગળીનું અંતર

એક વખત બાદશાહે બીરબલને પૂછ્યું, "બીરબલ, સત્ય અને અસત્ય વચ્ચે કેટલું છેટું છે?"

બીરબલે જવાબ આપ્યો, "ચાર આંગળીનું" આ સાંભળી બાદશાહે પૂછ્યું, કેવી રીતે?" બીરબલે કહ્યું. "હુજૂર સત્યને ઓળખનારી આંખ છે. આંખથી જે જોવામાં આવે તે સત્ય છે. અને આંખથી ચાર આંગળ છેટે કાન છે. જે કાનથી સંભળાય છે અને માનવામાં આવે છે તે બધુંયે અસત્ય છે. આવી રીતે સાચું અને ખોટું એ બન્ને વચ્ચે ચાર આંગળનું છેટું છે."

આ સાંભળી બાદશાહ ઘણા જ ખુશ થયા.

# અર્ધો તમારો

એક દિવસ બાદશાહ અને બીરબલ ફરવા જતા હતા. રસ્તામાં ચાલતાં ચાલતાં બાદશાહે બીરબલને પૂછ્યું "બીરબલ, તું જમીનપર જોઇ જોઇને કેમ ચાલે છે?"

બીરબલે જવાબ આપ્યો, "આ જમીનમાં મારો બાપ ગુમ થઇ ગયો છે."

બાદશાહે કહ્યું, "જો હું એને શોધી આપું તો શું આપીશ?"

બીરબલે તુરત જ હાજરજવાબ આપ્યો "તો પછી અર્ધો તમારો."

આ સાંભળી બાદશાહ હસી પડયા.

# જી, હાં

એક દિવસ બાદશાહે કહ્યું, "બીરબલ! જે નામને છેડે "વાન" આવે એ લોકો ઘણા જ લુચ્ચા હોય છે. જેવી રીતે કે ગાડીવાન, બાગવાન....વિ."

આ સાંભળી બીરબલે જવાબ આપ્યો, "જી, હાં મહેરવાન ખરી વાત છે."

આ સાંભળી બાદશાહ એકદમ હસી પડયા.

## ચતુર અને મુર્ખ કોને કહેવો ?

એક દિવસે બાદશાહે પૂછ્યું. "બીરબલ, આ સંસારમાં ચતુર કોણ અને મુર્ખ કોણ ?"

બીરબલે તરત જવાબ આપ્યો, "નામવર, જે માણસ પોતાની ધારણામાં ફત્તેહ પામે તે ચતુર કહેવાય અને જે માણસ પોતાની ધારેલી ધારણા પાર પાડવા જતાં અધવચ ફસાઇ પડે તે મુર્ખ ગણાય."

આ જવાબ સાંભળી બાદશાહ અને બીજા દરબારીઓ નવાઇ પામ્યા અને બીરબલના હાજરજવાબના વખાણ કરવા લાગ્યા.

## દરેકનો વિચાર શું છે ?

એક દિવસ બાદશાહ દરબારમાં બેઠા હતા. બાદશાહે કહ્યુ, "કોઈ બતાવી શકશે કે દરબારમાં બેઠેલા આ બધા માણસોનો અત્યારે શું વિચાર છે ?"

આ સાંભળી દરેક જણ વિચાર કરવા લાગ્યા કે બાદશાહને શું જવાબ આપવો. અને જો કદાચ જવાબ બરાબર ન હોય તો અપમાન થાય માટે હવે શું કરવું ? આપ દરેક જણ વિચારમાં મગ્ન હતા.

આખરે બાદશાહ બીરબલને પૂછ્યું "કેમ

બીરબલ, તું કહી શકીશ કે આ લોકોના મનમાં શું વિચાર છે?"

તુરત બીરબલે કહ્યું "જી. હાં. પરંતુ નામવર, દરેકનો જુદો જુદો વિચાર બતાવું કે બધાનો એક જ વિચાર બતાવું?"

આ સાંભળી બાદશાહે કહ્યું, "દરેકનો વિચાર એક જ જવાબમાં કહે."

બીરબલે કહ્યું, "નામવર અહિં બેઠેલા બધાએ અમીર, ઉમરાવ અને સભાસદોના મનમાં એ વિચાર છે કે જ્યાં સુધી સૂર્યચંદ્ર તપે ત્યાં સુધી પૃથ્વીપર આપનું રાજ્ય સલામત રહે." મારા જવાબમાં આપને જો કાંઇ પણ શંકા હોય તો કોઇને પણ પૂછી જૂઓ."

આ પ્રમાણે બીરબલનો હાજરજવાબ અને ચતુ-રાઈ જોઇ બાદશાહ અને સભાસદો ઘણા જ ખુશ થયા અને બીરબલની વાહવાહ કરવા લાગ્યા.

## બાળરાજાની મસ્તી

એક વખત બાદશાહ જનાનખાનામાં બેઠા હતા. બેગમે આવી બાળ શાહજાદાને તેડીને બાદશાહના ખોળામાં બેસાડયો. એ ખોળામાંથી ઉભો થઇ બાદ-શાહની દાઢી ખેંચવા લાગ્યો. બાદશાહ થોડી વાર પછી

દરબારમાં ગયા અને પૂછયું.

"જો કોઇ મારી દાઢી ખેંચે તો મારે એને શું સજા કરવી ?"

આ સાંભળી કોઇએ કહ્યું. કે ફાંસી દેવી. કોઇએ કહ્યું કે માથું ઉડાવી દેવું. બાદશાહે બીરબલને પૂછયું "બોલ. બીરબલ. દાઢી ખેંચનારને શું સજા કરવી."

બીરબલે કહ્યું. "મીઠાઇ ખવડાવો." બાદશાહે કહ્યું "કેમ ?"

બીરબલ બોલ્યો, "નામવર શાહજાદા સિવાય કોઇનો પણ હાથ આપની દાઢી સુધી પહોંચી શકતો નથી. માટે એને તો મીઠાઇ ખવડાવવી જોઇએ."

આ સાંભળી બાદશાહ ઘણા જ ખૂશ થયા.

## બીરબલની મશ્કરી

એક વખત બાદશાહે બીરબલ સિવાયના બીજા દરબારીઓ સાથે એવી ગોઠવણ કરી કે આજે આપણે બીરબલની મશ્કરી કરવી છે. માટે આપણે સૌ હોજમાં ન્હાવા ઉતરીએ તે વખતે દરેક જણ એક એક મરઘીનું ઇંડુ હાથમાં છુપાવી રાખી ડુબકી મારવી પછી ઇંડુ બતાવતા કહેવું કે "કેમ બીરબલ ! અમને બધાને તો ઇંડુ મળ્યું પણ તને કેમ ન મળ્યું ?" આ પ્રમાણે

બધાએ વિચાર કરી બાદશાહ દરબારીઓ અને પાછળથી બીરબલ આવ્યો તે બધા મળી પાણીના હોજમાં ન્હાવા ગયા.

બાદશાહે કહ્યું, "બીરબલ! જે એક બાપનો હશે તે દરેકને આ હોજમાં ડુબકી મારતાં ઈંડુ હાથ લાગશે એ સિવાય બીજાને નહિ."

બાદશાહે આમ કહ્યું એટલે દરેક જણે પાણીમાં ડુબકી મારી પોતપોતાની પાસેના ઈંડા બીરબલને બતાવ્યા. બીરબલ બાદશાહની યુક્તિ સમજી ગયો હતો એટલે એણે પાણીની બહાર પોતાનું ડોકું કાઢી, કુકડાની ગરદન જેવો વાંકો હાથ કરી કુકડેકુક, કુકડેકુક એમ બોલવા લાગ્યો.

બાદશાહે પૂછ્યું, "અરે બીરબલ, આ વળી નવું ધતીંગ શાનું ?"

બીરબલે કહ્યું, "નામવર, જ્યાં આટલા બધા ઈંડા આપનારી મરઘીઓ છે ત્યાં એક મરઘો તો જોઇએને ?"

આ સાંભળી બાદશાહ મશ્કરી કરવા જતાં પોતે જ ચાટ પડી ગયા. કારણ બીરબલે દરેકને પોતાની વહુઓ બનાવી દીધી હતી.

બીરબલે તો મશ્કરી કરનારાઓને પોતાના બુદ્ધિશાળી જવાબથી શરમીંદા બનાવી મુક્યા હતા.

# કોણ મોટું ? કીસ્મત કે મહેનત ?

એક વખત બાદશાહે બીરબલને પૂછ્યું, "બીરબલ, તકદીર બડી કે તદબીર બડી ?"

બીરબલે કહ્યું, "નામવર, તદબીર કરતાં તકદીર બડું છે. કારણ મહેનત કરવા છતાં પણ માણસને કોઈકોઈ વાર ભૂખે મરવું પડે છે માટે માણસનું કીસ્મત જ મોટું છે."

બાદશાહે કહ્યું, "બીરબલ, તારો જવાબ સાવ ખોટો છે."

બીરબલે કહ્યું, "આ જવાબની સાબીતી તમને હું કાલે કરાવી આપીશ."

બીજે દિવસે બાદશાહ અને બીરબલ બન્ને જણા જંગલમાં ફરવા ગયા. ફરતા ફરતા બન્ને જણા રસ્તો ભૂલી ગયા. આથી જેમતેમ આડે અવળે રસ્તે ચાલતા બપોર થઈ ગઈ. બાદશાહને તો એકદમ કકડીને ભૂખ લાગી હતી એટલે બાદશાહે મનમાં વિચાર કર્યો કે જો ક્યાંક ખોરાક શોધવા હું મહેનત કરૂં તો કદાચ મળે. પણ બીરબલ તો પોતાના કીસ્મત પર ભરોસો રાખીને બેઠા છે, માટે હું ભાગ્યનો ભરોસો ન કરતાં ખોરાકની શોધ કરૂં. આવો વિચાર

કરી બાદશાહે આમથી તેમ ફરવા માંડયું એટલામાં બાદશાહની નજર એક ઝુંપડી પર પડી. બાદશાહ અને બીરબલ બન્ને જણા ત્યાં પ્હોંચી ગયા. બાદશાહે તો તરત જ ઝુંપડીમાં દાખલ થઇ ખોરાકની શોધ કરવા માંડી. એટલામાં ભાગ્યયોગે મીઠાઇથી ભરેલી એક થાળી મળી આવી. બાદશાહે એ ઉપાડી લીધી અને વિચાર કર્યો કે જો હું ભાગ્યના પર ભરોસો રાખી બેઠા હોત તો ભૂખે મરવું પડત. આથી બાદશાહ તો તે થાળી ઉપાડી હસતાં હસતાં બીરબલની પાસે ગયા. બીરબલ તો ઝુંપડીની છાયામાં ઠંડી હવા ખાતો જમીન પર આરામથી સુતો હતો.

ત્યારપછી બાદશાહે અને બીરબલે બન્ને જણાએ પેલી થાળીમાંની મીઠાઇ ખાલી કરી. મીઠાઇ ખલાસ થતાં બાદશાહ બોલ્યા, "કેમ બીરબલ, કોણ મોટું? કિસ્મત કે મહેનત? જો ભાગ્ય ઉપર ભરોસો રાખી બેસી રહ્યા હોત તો કયાંથી મીઠાઇ ખાવાની મળત?"

બીરબલે જવાબ આપ્યો, "નામવર, આપે તો ઉદ્યમ કર્યો પણ મેં કયાં જરી પણ પ્રયત્ન કર્યો હતો? છતાં પણ મને મીઠાઈ ખાવાની તો મળી? માટે કહું છું કે પુરૂષાર્થ કરતાં પ્રારબ્ધ મોટું છે."

આ પ્રમાણે બીરબલનું બોલવું સાંભળી બાદશાહ ખૂશ થયા.

## (૫૩) મૂરખરાજ.

એક વખત બાદશાહ ખુશમીજાજમાં બેઠા હતા. તે વખતે બાદશાહે બીરબલને કહ્યું, "બીરબલ, આપણા ગામમાં જે જે મુરખાઓ રહેતા હોય તેના નામો મને લખી આપ."

બીરબલે જવાબ આપ્યો "નામવર, વખત આવ્યે હું એ નામો યાદ કરી આપને લખી આપીશ."

ત્યારબાદ એક દિવસ કોઈ પરદેશી સોદાગર ઘોડા લઈ દિલ્હી શહેરમાં આવ્યો. તેની પાસેથી બાદશાહને કેટલાક ઘોડાઓ પસંદ પડવાથી ખરીદી લીધા. બાદશાહને એવા સુંદર ઘોડાઓની વધારે જરૂર હોવાથી તે સોદાગરને બે લાખ રૂપીઆ અગાઉથી જ આપ્યા. સોદાગર તો રૂપીઆ લઈને વિદાય થઈ ગયો, પણ કોઈએ એને એમ ન પૂછ્યું કે તારૂં નામ શું ? કે તારૂં ગામ કયું ? કે તમે હવે કયાં જવાના છો ?

એક દિવસ અચાનક બાદશાહને યાદ આવ્યું કે આ ગામમાં મૂરખાઓ કોણ કોણ છે એના નામો મેં બીરબલને લખવા કહ્યા છે. આથી બાદશાહે બીરબલને

બોલાવી એ નામોનું સુચિપત્ર માંગ્યું. બીરબલે નામોનો લખેલો કાગળ બાદશાહને આપ્યો. બાદશાહે બધા નામોની મોખરે પોતાનું નામ મુકાયેલું જોઇ બીરબલને પૂછ્યું "કેમ બીરબલ હું પણ મૂરખરાજ ખરો કે?"

બીરબલે જવાબ આપ્યો, "નામવર, ઠામઠેકાણું લીધા વગર જે સોદાગરને બે લાખ રૂપીઆ જેટલી રકમ અગાઉથી જ આપી દીધી છે તે આપનાર માણસ મૂરખ નહિ પણ મહામૂરખ કેમ ન ગણાય? માટે આપ નામવરનું નામ સૌની મોખરે મુકવામાં આવ્યું છે."

બીરબલનો આ જવાબ સાંભળી બાદશાહે પેલા નામોનો કાગળ ફાડી નાખ્યો અને પોતે બીરબલ પર ઘણાજ ખુશ થયા.

## (૫૪) ગધેડા

ઉનાળાની એક સવારે બાદશાહ અને બીરબલ ફરીને આવતા હતા. બાદશાહને એકદમ પરસેવો થવાથી બીરબલને કહ્યું, "બીરબલ, અત્યારે તાપ વધારે હોવાથી તું મારો આ ઝભ્ભો ઉપાડી લે." એટલે બીરબલે તો ઝભ્ભો પોતાના ખભા પર નાંખી ચાલવા માંડયું.

થોડીવાર પછી બાદશાહે પૂછ્યું "બીરબલ! અત્યારે તારી પાસે કેટલો ભાર હશે?"

બીરબલે કહ્યું, "હુજુર! એકાદ ગધેડાનો તો ખરોજને."

બાદશાહ બીરબલનો આવો જવાબ સાંભળી ચુપ જ થઇ ગયા.

થોડુંક ચાલ્યા પછી બાદશાહે બીરબલને કહ્યું. "બીરબલ! તુમ બડે ગધે હો."

આ સાંભળી બીરબલે કહ્યું, "નામવર, ગધેડાઓની જમાત ભેગો રહેવાથી હવે હું પણ ગધેડો બની ગયો હોઇશ."

બીરબલનો ફરી પાછો આ હાજર જવાબ સાંભળી બાદશાહ તો હસી પડયા.

## (૫૫) ટાઢ કેટલી ?

શિયાળાની ટાઢના દિવસોમાં એક દિવસે બાદશાહે પૂછ્યું, "બીરબલ! આજે ટાઢ કેટલી છે?"

"જહાંપનાહ! બે મુઠ્ઠી બરાબર"

"એટલે કેવી રીતે?"

"જુઓ, નામવર! પેલો ખેડૂત સખત ટાઢ હોવાથી બન્ને હાથની મુઠીઓ વાળી દોડે છે." આ જોઇ બાદશાહે કહ્યું.

"બરાબર છે. બે મુઠ્ઠી બરાબર છે."

## (૫૬) સત્તાવીશ ઓછા નવ બાકી રહ્યું મીંડુ.

એક દિવસ બાદશાહે પૂછ્યું, "સત્તાવીશમાંથી નવ જતાં બાકી શું વધે ?"

બધાએ ઝટઝટ જવાબ દેવા માંડયો "અઢાર" "અઢાર."

પરંતુ બાદશાહ તો કહે "જવાબ ખોટો છે."

"ફરી વિચાર કરો."

આખરે બાદશાહે બીરબલને આ સવાલ પૂછયો.

બીરબલે તો તરત જ જવાબ આપ્યો,

"બાકી રહ્યું મીંડુ."

બાદશાહ બોલ્યા. "બરાબર છે."

આ સાંભળી બધા દરબારીઓ નવાઇ પામ્યા અને જાણે બીરબલ ખોટો પડયો હોય એમ ધારી હસવા માંડયા. એટલે બીરબલે કહ્યું. "દોસ્તો ! કુલ નક્ષત્ર સત્તાવીશ છે. જેમાંથી વર્ષાઋતુના નવ નક્ષત્રો કાઢી નાખીએ તો બાકીના અઢાર શા કામના ? વર્ષાદ ન પડે તો અનાજ કયાંથી પાકે ?"

આ જવાબ સાંભળી બધા બીરબલની બુદ્ધિની તારીફ કરવા લાગ્યા.

## (૫૭) મધ્યબિંદુ.

એક દિવસ બેગમે બાદશાહને કહ્યું, "તમે બીરબલને ચતુર કહો છો તો હું એને એક સવાલ પૂછું. જો એ મને જવાબ આપી શકે તો હું એને ચતુર ગણું."

"ભલે. ત્યારે હું હમણાં જ બીરબલને બોલાવું છું." આમ કહી બાદશાહે બીરબલને બોલાવવા દરવાનને કહ્યું. બીરબલ આવતાં જ બાદશાહે બેગમને કહ્યું "ફરમાવો, આપનો કયો સવાલ છે? બીરબલ! તારે બેગમના સવાલનો જવાબ આપવાનો છે માટે તું એનો સવાલ સાંભળી લે."

બેગમે કહ્યું, "આ દુનિયાનું મધ્યબિંદુ ક્યાં છે?"

બીરબલે તરત જ જવાબ આપ્યો.

"નામવર, દુનિયાનું મધ્યબિંદુ તો આપના દરબારમાં આપ જે સિંહાસન પર બેસો છો ત્યાં છે."

બેગમે પૂછ્યું, "એની શી ખાત્રી?"

બીરબલ બોલ્યો, "બેગમ સાહેબા, શહેનશાહ અકબરના આ પાટનગરમાં દરેક દેશ દેશના વેપારીઓ દૂર દૂરથી આવે છે. એટલે પછી બાદશાહનું સિંહાસન આ દુનિયાનું મધ્યબિંદુ નહીં તો બીજું કયું હોય? ખાત્રી કરવી હોય તો માપી જુઓ."

આ સાંભળી બેગમને પણ બીરબલની જવાબ આપવાની ચતુરાઇ જોઇ ઘણો જ આનંદ થયો.

## (૫૮) હું નોકર કોનો ?

એક દિવસે બાદશાહે બીરબલને કહ્યું "બીરબલ, રીંગણાનું શાક ઘણું સારૂં કેમ નહિ ?"

બીરબલઃ—"એટલે તો બધા લોકો એ ઘણા જ આનંદથી ખાય છે."

બે ત્રણ દિવસ પછી વળી પાછું બાદશાહે કહ્યું. "બીરબલ, રીંગણાનું શાક સાવ નકામુ કેમ નહિ !"

બીરબલઃ—"જી સરકાર ! સાવ નકામુ. કારણ એ ખાવાથી ગરમ પડે છે ?"

આ જવાબ સાંભળી બાદશાહે કહ્યું, "બીરબલ તું હાં એ હાં જ કર્યા કરે છો. પરમ દિવસે તેં મને કહ્યું કે રીંગણાનું શાક સારૂં અને આજે કહે છે કે ખરાબ. એનું કારણ શું ?"

બીરબલઃ—"સરકાર, હું નોકર કોનો ? તમારો કે રીંગણાનો ?"

આ સાંભળતાં જ બાદશાહ ચૂપ થઇ ગયા.

# (૫૯) મહાસતી રજપૂતાણી

એક દિવસ બાદશાહનો દરબાર દબદબાથી ભરપૂર ભરાયો હતો. કેટલાયે રજપુત સરદારો અને રાજાઓ ત્યાં બેઠેલા હતા. બાદશાહને વિચાર થયો કે આટલા બધામાંથી કોની સ્ત્રી પતિવ્રતા છે એ જોઇએ તો ખરા. કે પછી આ લોકો ખોટું અભિમાન રાખી બેઠા છે."

તુરત જ બાદશાહે બીરબલને બોલાવી પોતાનો આ વિચાર જણાવ્યો. એટલે બીરબલે સભામાં જણાવ્યું કે "આટલા બધામાંથી કોણ અભિમાન રાખે છે કે પોતાની પત્નિ પતિવ્રતા છે, મહાસતી છે? અને જો પરીક્ષા કરતાં સાબીત થશે કે એ વાત ખોટી છે તો એ ખોટું અભિમાન રાખનારને ફાંસીને માંચડે ચડાવવામાં આવશે."

ઘણીયે વાર સુધી કોઇ કાંઇ બોલ્યું નહિ. કારણ કોઇને પણ પોતાની સ્ત્રીના પતિવ્રતા ધર્મ પર વિશ્વાસ નહોતો. આ જોઈ બાદશાહ બોલ્યા. કેમ, બીરબલ! જોયુંને આ અકબરી દરબારના સરદારો, રાજાઓ અને અમીરોનું અભિમાન ક્યાં ગયું? શું કોઇની જ સ્ત્રી પતિવ્રતા નથી? કેમ કોઇને પણ પોતાની સ્ત્રી પર વિશ્વાસ નથી?

બાદશાહનું આ બોલવું સાંભળી ત્યાં બેઠેલો અમરસિંહ રાઠોડ નામનો એક રજપુત સરદાર ઉભો થઇ ગયો અને બોલ્યો. "નામવર, આપ આ શું બોલો છો? શું દુનિયામાં પતિવ્રતા સ્ત્રીઓ જ રહી નથી? હઝૂર! આપ આટલા બધા દિલગીર ન બનો, મારી પોતાની પત્નિ મહાસતી છે, પતિવ્રતા છે."

બધા બેઠેલાઓના મોઢાં ઉતરી ગયા અને માંહોમાંહે કહેવા લાગ્યા કે "આણે તો આપણી આબરૂ ધૂળમાં મેળવી દીધી. માટે હવે આપણે એની પત્નિનું પતિવ્રત તોડાવવા યુક્તિ કરવી જોઇએ."

એક કાણા સરદારને તો અમરસિંહ ઉપર ઘણો જ ગુસ્સો ચઢ્યો એટલે એણે ઉભા થઇ બાદશાહને કહ્યું, "નામવર, અમરસિંહ આટલું બધું અભિમાન રાખે છે પણ હું જો એની પત્નિ પાસેથી એ કહે તે વસ્તુઓ લઇ આવું કે જેથી એને ખાત્રી થાય કે એની પત્નિ પતિવૃત્તા નથી!"

અમરસિંહે કહ્યું, "જો તું મારી પત્નિ પાસેથી મારો રૂમાલ અને કટાર લઇ આવે તો હું માનું કે મારી પત્નિ મહાસતી નથી. તું ત્યાં જા અને જ્યાં સુધી તું અહીંયા પાછો નહિ આવે ત્યાં સુધી હું અહીંયા જ રહું છું."

આ સાંભળી બાદશાહે કહ્યું, "જો તું રૂમાલ અને કટાર લાવ્યા વગર પાછો ફરીશ તો તારો શિરચ્છેદ કરવામાં આવશે માટે હજુ એકવાર વિચાર કરી પછી જા."

કાણો સરદાર તો ગુસ્સામાં ને ગુસ્સામાં બોલ્યો, "હઝુર ! એ મેં પૂરો વિચાર કર્યો છે, માટે હું હમણાં જ અમરસિંહના ગામે જઇને પૂરતી સાબીતી લઉ આવું છું."

આ તરફ ગામમાં કોઇએ પણ અમરસિંહની સ્રીનું મોઢું પણ જોયું ન હતું. બલ્કે એ મહેલમાં શું છે તે પણ કોઈ જાણતું ન હતું. પેલા કાણા સરદારને તો હવે પસ્તાવો થવા માંડયો કે અહિંયા કોઈની પણ મદદ વગર વસ્તુઓ મળે એમ નથી માટે એણે પોતાને કોઇ મદદ કરે એવું શોધવા માંડયું.

આખરે એણે અમરસિંહના મહેલ ભણીથી આવતી માલણને જોઇ. એ એની પછવાડે પછવાડે માલણના ઘરે ગયો અને બધીએ વાત કરી. પહેલાં તો માલણે આ કામ કરવાની ના પાડી પરંતુ કાણા સરદારે તો મોટા ઈનામની લાલચ દેખાડી એટલે માલણે એ કામ કરવા હા પાડી.

હવે માલણે પેલી વસ્તુઓ લાવવા શું કર્યું ? માલણે તો સારો એવો રજપુતાણીને શોભે તેવો પોશાક

પહુર્ચ્યાં અને એક રથમાં બેસી અમરસિંહના મહેલ પાસે આવી. પોતે ઓળખાઇ ન જાય તે માટે તેણે બોલવામાં અને રૂપમાં થોડો ઘણો ફેરફાર કર્યો. બહાર રથમાં બેઠાં બેઠાં રાણીને ખબર મોકલાવી કે તેના ફુઇજી—અમરસિંહના ફુઇબા મળવા આવ્યા છે.

રાણી આ સાંભળતાં જ વિચારમાં પડી ગઇ. કારણ એના પતિદેવે એને પોતાના ફુઇબા હોવાની વાત કહી ન હતી. એટલે રાણીએ મનમાંને મનમાં વિચાર કર્યો "એમણે મને કદિ ફુઇબા છે એવું તો કહ્યું નથી. કોણ જાણે કદાચ એ કહેતાં ભૂલી ગયા હોય?" આમ વિચાર કરી રાણીએ પોતાની દાસીને કહ્યું, "જા, બહાર જઇને ફુઇબાને મહેલમાં બોલાવી લાવ." એટલે દાસીએ તો જઇને ફુઇબાને આવકાર આપ્યો. ફુઇબા ભારે ઠાવકાપણા અને ગંભીરતાથી મહેલમાં દાખલ થયા.

ફુઇબા બનેલ માલણ બે ત્રણ દિવસ રાણી સાથે રહી મહેલની એકે એક વસ્તુ જાણી લઇ પાછા પોતાને ઘેરે જવા તૈયાર થયા. જતાં જતાં ફુઇબાએ કહ્યું, "વહુ, બેટા મને તું એક વચન આપ કે હું જે માગું તે તું આપીશ?"

રાણીએ વિચાર કર્યો કે જો ફુઇબાને ના પાડીશ

તો રીસાઇને ચાલ્યા જશે માટે એણે કહ્યું. "ફઇબા, તમે જે માંગશો તે હું આપીશ."

એટલે ફઇબા બોલ્યા. "માત્ર તારી પાસે જે રૂમાલ અને કટાર છે તે તું મને આપ એટલે બસ. મારે મારી વહુની યાદગીરી આવી ગઇ."

આ રૂમાલ અને કટાર અમરસિંહે પોતાની રાણીને ગમે તે થાય પણ એનાથી જુદા ન થાય એ વચન તરીકે આપેલા હતા. રાણી આ રૂમાલ અને કટારની હરહંમેશ પુજા કરતી. એટલે એણ ફઇબાને કહ્યું. "ફઇબા, આ બે વસ્તુ સિવાય તમે બીજી ગમે તે વસ્તુ માગી લો. કારણ એ વસ્તુની હું પૂજા કરૂં છું."

પરંતુ ફઇબા તો એકના બે ન થયા અને એમને એમ ચાલી જવા લાગ્યા, એટલે રાણીએ આખરે ઘણોયે વિચાર કરી, મુંઝાતા મને ફઇબાને કટાર અને રૂમાલ આપી દીધા.

ફઇબા બનેલ માલણે ઘરે આવીને પેલા કાણીઆને આ રૂમાલ અને કટાર દેખાડયા. કાણા સરદારે તુરત જ રૂપીઆ ગણી આપ્યા તેમજ માલણને અમરસિંહના મહેલની રચના તથા નિશાનીઓની વાત પૂછી લીધી. તેમજ રાણીના અંગપરના તલની નિશાની પૂછી લીધી.

માલણની પાસેથી બધીએ વાત સાંભળી, કાણો સરદાર તો આનંદ પામતો અને હરખાતો અમરસિંહના ગામથી બાદશાહના દરબારમાં આવી બાદશાહને સલામ કરતાં કહ્યું.

"હુઝૂર સલામત! સેવક હાજર છે." આમ કહી પોતાની મછો પર હાથ ફેરવતો, છાતી કાઢીને અમરસિંહની બાજુમાં જ બેઠો. બાદશાહે પૂછ્યું. "કેમ સરદાર, તમે અમરસિંહની મંગાવેલી વસ્તુઓ લઈ આવ્યા છો કે?"

આ સાંભળતાં જ તુરત જ કાણા સરદારે રૂમાલ અને કટારં હાજર કરી કહ્યું, "જહાંપનાહ! આપની મહેરબાનીથી બધુંયે પાર પડયું છે. અમરસિંહની રાણીએ ઘણા દિવસો સુધી મારી સાથે રહી યાદગારી તરીકે એણે મને અમરસિંહની આ બન્ને વસ્તુઓ ભેટ આપી છે."

બાદશાહે પૂછ્યું "બીજી સાબીતી શી છે?" કાણા સરદારે કહ્યું. "નામવર અમરસિંહના શયનખંડમાં દાખલ થવાના સાત દરવાજા છે. રંગમહેલના દરેક બારણા પાસે એકએક આરસી જડેલી છે. આ સિવાય..........."

આ સાંભળી બાદશાહે અમરસિંહ રાઠોડને પૂછ્યું.

"કેમ રાઠોડ ! હવે તમારી ખાત્રી થઇ કે તમારી સ્ત્રી પતિવ્રત્તા નથી ?" અમરસિંહે કહ્યું, "નામવર, આ બધીએ વાત ખરી છે. છતાં પણ હજુ મને લાગે છે કે કોઇ દાવપેચથી આ વસ્તુઓ અહિં લાવવામાં આવી છે."

આ સાંભળી કાણા સરદારે કહ્યું, "નામવર, અમરસિંહને લાગતું હોય કે દાવપેચથી આ વસ્તુઓ મેળવી છે તો હું લાચારીથી છેલ્લી નિશાની આપું છું. અને તે રાણીની છાતીએ ત્રણ કાળા તલ છે." આ માહિતી કાણા સરદારે માલણ પાસેથી મેળવી હતી. એટલે કાણા સરદારની આ વાત સાંભળતાં જ અમરસિંહને નક્કી લાગ્યું કે પોતાની રાણી પતિવ્રતા નથી. એણે જરૂર પોતાનું સ્ત્રીચરિત્ર અજમાવ્યુ છે. માટે હવે કદી પણ સ્ત્રીઓનો વિશ્વાસ કરવો જ નહિ.

અમરસિંહે કહ્યું. "નામવર, આપના વચન મુજબ હું ફાંસીએ ચડવા તૈયાર છું. પરંતુ એ પહેલાં આપ જો મને એક વખત મારે ગામ જઇ આવવા રજા આપો તો હું ત્યાં જઇ આવી તુરત જ પાછો ફરીશ."

બાદશાહે કહ્યું, "જો તમે કોઇને જામીન તરીકે મુકી જાઓ તો અમને વાંધો નથી. હું તમને એક

માસની મુદ્દત આપું છું."

આ સાંભળી ત્યાં બેઠેલ અમરસિંહના ગામનો નગરશેઠ ઉભો થઈ બોલ્યો. "જહાંપનાહ, અમરસિંહને જવાની આપ રજા આપો. હું એમનો જામીન થાઉં છું."

અમરસિંહ પરવાનગી મળતાં તુરત જ પોતાના ગામ તરફ રવાના થયો. મહેલની અગાશીમાં રાણી ઉભી હતી એણે અમરસિંહને ઘોડા પર આવતાં જોયો. અમરસિંહે રાણીને જોતાં ઘોડા પર બેઠાં બેઠાં જ પોતાનો જમણો હાથ કપાળ તરફ લાવીને તીરસ્કાર્યો. જાણે આ સંકેતમાં એણ કહ્યું. "ધિકકાર છે. આખરે તેં સ્ત્રી ચરિત્ર અજમાવ્યું ખરૂં કે જેથી મારે ફાંસીએ ચડવું પડે છે." આ પ્રમાણે સંકેત કરી અમરસિંહે પોતાનો ઘોડો પાછો ફેરવ્યો ને દિલ્હીને રસ્તે પડયો.

અમરસિંહના આ પ્રમાણેના સંકેતથી રાણીને શંકા થઇ કે નક્કી પેલી ફઇબાનું આમાં કાવત્રું છે. એટલે એ બધો ગોટાળો થઇ ગયો છે. કદાચ રૂમાલ અને કટારે જ આ તોફાન ઉભું કર્યું છે માટે લાવ હું દિલ્હી જાઉં અને બધીએ વાત ખુલ્લી કરૂં. આમ વિચાર કરી રાણીએ પાલખી તૈયાર કરાવી અને પોતાની દાસીઓ તથા થોડાક સરદારો લઇ દિલ્હી જવા

નીકળી. દિલ્હીમાં આવ્યા પછી રાણીએ તુરત જ બીરબલના ઘર ભણી પોતાની પાલખી લેવડાવી. બીરબલને મળી રાણીએ બધીયે હકીકત કહી સંભળાવી.

• બીરબલે કહ્યું, "રાણી માતા, સારૂં થયું હજુ અમરસિંહ આવ્યા નથી એ પહેલાં તમે આવી પહોંચ્યાં. આજે હું બાદશાહને બધીએ વાત કરૂં છું."

બપોરના બાદશાહનો દરબાર ભરાયો હતો. અમરસિંહ ઘોડો દોડાવતો દોડાવતો ત્યાં આવી પહોંચ્યો. બીરબલે બધીએ વાત બાદશાહને કહી સંભળાવી. બીરબલે તરત જ એક સરદારને મોકલી રાણીને દરબારમાં તેડાવી. થોડી જ વારમાં રાણી દરબારમાં આવી પહોંચી. તેને જોતાં જ કાણા સરદારના હોંસકોશ જ ઉડી ગયા. અમરસિંહ રાણીને જોતાં પોતાનું મોઢું ફેરવી ગયો. બીરબલે ઉભા થઈ બાદશાહને વિનંતિ કરી "નામવર, મેં આપને બધીએ વાત કહી સંભળાવી છે. આ એમની રાણી છે. અને તે ખરેખર મહાસતી પતિવ્રતા જ છે."

આ સાંભળી બાદશાહે કાણીઆને કહ્યું, "બોલ, ખરી વાત શું છે? નહિંતર હવે તારે ફાંસીએ ચડવું પડશે."

આ સાંભળી કાણા સરદારે બધીએ ખરી વાત કહી સંભળાવી. આ સાંભળી અમરસિંહ રાઠોડનો પોતાની રાણી પરનો ગુસ્સો ઉતર્યો અને એને ખાત્રી થઇ કે આ કાવત્રુ હતું. પોતાની રાણી તો પતિવ્રતા જ છે.

ત્યારપછી બાદશાહે રાણીને અને બીરબલને ધન્યવાદ આપ્યા. અમરસિંહને પચાસ ગામ ઇનામમાં આપ્યા. અમરસિંહે કહ્યું. "બીરબલ, જો તમારી સલાહ મારી રાણીએ ન લીધી હોત તો કોણ જાણે કોણ એની વાત સાચી માનત !"

થોડા દિવસ પછી અમરસિંહ રાઠોડ અને રાણી પોતાના ગામ તરફ ગયા. આ પ્રમાણે બાદશાહને ખાત્રી થઇ કે રજપૂતાણી મહાસતી છે ખરી.

## (૬૦) એક જવાબ

એક દિવસ બાદશાહે પૂછયું, "બીરબલ, પાન કેમ સડી ગયું ? ઘોડો કેમ અડીયલ ટટ્ટુ બની ગયો ? વિદ્યા કેમ ભૂલાઇ ગઇ અને રોટલી કેમ દાઝી ગઇ ?"

બીરબલે કહ્યું "નામવર, આ બધી વસ્તુઓ ફેરવી નહતી." એટલે નહિ ફેરવવાથી પાન સડી જાય, ઘોડો

અડીયલ ટટ્ટુ બની જાય, વિદ્યા ભૂલાઇ જવાય અને રોટલી દાઝી જાય.

બાદશાહે પૂછ્યું "બીરબલ, બ્રાહ્મણ તરસ્યો કેમ અને ગધેડો ઉદાસ કેમ ?"

બીરબલે કહ્યું "નામવર, લોટો ન હતો." એટલે બ્રાહ્મણ પાસે લોટો–પાણીનો કળશ્યો ન હતો અને ગધેડો આળોટયો ન હતો એટલે એને ચેન પડતું ન હતું.

## (૬૧) સમયસૂચકતા.

એક દિવસે બાદશાહ દરબારમાં બેઠા હતા. બીરબલની ગેરહાજરીનો લાભ લઇ એક ઉમરાવે બાદશાહને કહ્યું "નામવર, આપના દરબારમાં બીરબલ કરતાં એક એકથી ચડીયાતા ઘણુાયે દરબારીઓ છે છતાં આપ બીરબલ પર જ વધારે મહેરબાની રાખો છો." આ સાંભળી બાદશાહે કહ્યું "આ બધા દરબારીઓ જોકે વિદ્વાન અને પંડીતો છે પરંતુ બીરબલમાં હાજરજવાબી અને સમયસૂચકતા વધારે પ્રમાણમાં છે." પછી બાદશાહના મનમાં વિચાર થયો કે બીરબલની ચતુરાઇનો આ લોકોને એવો અનુભવ કરાવું કે બધા ચુપ જ થઇ જાય.

થોડી વાર પછી બીરબલ આવી પહોંચ્યો. વાત

પરથી વાત નીકળતાં બાદશાહે પોતાના હાથમાંની લાકડી વડે જમીન પર એક લીટી દોરી કહ્યું આ લીટી છે. એને હાથ લગાડયા વિના જ એની મેળે નાની થઇ જાય એવો તમારામાંથી કોઇ પણ ઉપાય બતાવે."

આ સાંભળી બધા વિચારમાં પડી ગયા. થોડીવાર પછી બાદશાહે પૂછ્યું.

"કેમ, કોઇ ઉપાય સૂજે છે કે નહિ !"

આખરે બધાએ ના પાડી એટલે બાદશાહે બીરબલને કહ્યું. બીરબલે તરત જ તે લીંટીની ઉપર જ તેનાથી મોટી લીંટી દોરીને કહ્યું.

"નામવર, આપની લીંટી આ મારી લીંટી કરતાં નાની થઈ ગઇ છે."

આ જોઇ બાદશાહ બોલ્યા, "જુઓ ! આનું નામ સમયસૂચકતા ! આટલા બધામાંથી બીરબલ સિવાય કોઇથી પણ લીંટી નાની કરી શકાયું નહિ !"

આ સાંભળી બધાએ દરબારીઓ શરમથી પોતાનું માથું નીચું કરી ગયા.

## (૧૨) હથેલીમાં વાળ.

એક વખત બાદશાહે પૂછ્યું "બીરબલ! આ હથેલીમાં વાળ કેમ નથી ઉગતા? એનું કારણ શું?"

બીરબલે કહ્યું. "નામવર, આપ દિનરાત ગરીબ, વિદ્વાન વિગેરેને મદદ આપ્યા કરો છો એટલે વાળ ઉગવા પામતા નથી."

"ત્યારે તારી હથેલીમાં વાળ કેમ નથી ઉગતા?" બાદશાહે પૂછ્યું.

"નામવર, આપ મને મદદ કરો છો તે હું આ હાથો વડે લઉં છું એટલે પછી વાળ શાના ઉગે?"

બાદશાહે પૂછ્યું. "બીરબલ, માન્યું કે આ તારી વાત ખરી છે. કે મારા હાથમાં ઇનામો આપવાથી અને તારા હાથમાં ઇનામો લેવાથી વાળ ઉગતા નથી તો પછી આ બીજા દરબારીઓની હથેલીમાં કેમ વાળ નથી ઉગતા?"

બીરબલે કહ્યું. "નામવર, એનું કારણ એ છે કે આપ મને અથવા બીજા કોઇને ઇનામો આપો છો ત્યારે આ દરબારીઓ ઇર્ષાની જવાલાથી બળી જાય છે એટલે એ કારણે એમની હથેલીમાં વાળ ઉગતા નથી."

આ સાંભળી બાદશાહ અત્યંત ખુશ થયા.

## (૬૩) ઓર ક્યા ?

એક દિવસ બીરબલ પોતાના કોઇ સગાને ત્યાં જમવા ગયો હતો એટલે બાદશાહના દરબારમાં મોડો આવ્યો. બાદશાહે બીરબલને કહ્યું "નામવર, મારા એક સ્નેહીને ત્યાં આજે જમવા ગયો હતો એટલે મોડું થયું."

બાદશાહે પૂછ્યું "બીરબલ, શું જમી આવ્યો ?"

બીરબલે કહ્યું, "નામવર, દૂધપાક."

બાદશાહે પૂછ્યું, "ઓર ક્યા ?"

"પૂરી."

"ઓર ક્યા ?"

"રીંગણા બટાટાનું શાક."

"ઓર ક્યા ?"

"મગ."

આ પ્રમાણે બાદશાહ "ઓર ક્યા" કરતા પૂછતાં હતાં એટલામાં કોઇ બીજું ખાસ કામ આવી પડવાથી બાદશાહનું "ઓર ક્યા" પૂછવું બાકી રહ્યું.

ત્યારબાદ આ "ઓર ક્યા ?" બાદશાહ ભુલી ગયા અને એ વાતને પણ છ મહિના વીતી ગયા. એક

દિવસે અચાનક બાદશાહને પાછું "ઔર ક્યા ?" યાદ આવ્યું. એટલે એણે બીરબલને પૂછ્યું.

"બીરબલ, ઔર ક્યા ?"

બીરબલને તો આ વાત યાદ હતી એટલે હવે એણે શું જવાબ આપવાનો બાકી હતો તે પણ યાદ હતું. એટલે એણે કહ્યું, "નામવર, બાકી રહ્યા કઢી અને ભાત."

બાદશાહ બીરબલની આટલી બધી યાદશક્તિ નવાઈ પામ્યા અને તેને એક મોતીની માળા ઇનામ આપી. આ જોઇ કેટલાક દરબારીઓએ મનમાં વિચાર કર્યો કે બાદશાહને કઢી ભાત બહુ જ ભાવતા લાગે છે માટે કાલે આપણે પણ બાદશાહને કઢી ભાત ખવડાવી ઇનામ મેળવીએ.

બીજે દિવસે આ બધા દરબારીઓએ સારા એવા કઢી ભાત બનાવી પોતપોતાની સાથે બનાવેલા કઢી ભાતના વાસણો ઉપડાવી આ બધા જણા બાદશાહની રૂબરૂ હાજર થયા. આ બધા પોતાની સાથે બે બે ટોપી લાવેલા જોઇ બાદશાહે પૂછ્યું. "આમાં શું લાવ્યા છો ?" પેલાઓએ ઝટ દઇને, ઉત્તર આપ્યો "નામવર, આપને માટે કઢી ભાત બનાવીને લાવ્યા છીએ."

આ સાંભળી બાદશાહ સમજી ગયા કે ગઈ કાલે બીરબલે મને કઢી ભાતનું નામ આપ્યું હતું અને મેં એને મોતીની માળા ઈનામમાં આપી હતી એ જોઈ આ લોકોએ માન્યું લાગે છે કે મને કઢી ભાત બહુ જ ભાવતા લાગે છે. એટલે જ આ લોકો મારા માટે ઘરેથી કઢીભાત રંધાવીને લાવ્યા લાગે છે. પરંતુ બાદશાહે એ લોકોને સમજાવીને કહ્યું કે 'બીરબલે મને ગઈ કાલે જે "કઢી ભાત" જવાબ આપ્યો હતો તેની મતલબ જ જુદી હતી.'

બાદશાહનો આ પ્રમાણે જવાબ સાંભળી બધાએ કઢીભાત લઈને આવેલા દરબારીઓ શરમાયા અને ચુપચુપ સરકવા માંડયા.

## (૬૪) વચન

એક વખત બાદશાહે બીરબલને વચન આપ્યું હશે, પરંતુ જ્યારે બીરબલે એ વચનની માંગણી કરી ત્યારે બાદશાહે જાણે પોતાને એ વાત યાદ જ ન હોય તેમ પોતાની ગરદન વાંકી ફેરવી લીધી.

બીરબલ સમજી ગયો કે બાદશાહનો વિચાર જ નથી. કોઈ વખત જોઈ લઈશું એમ ધારી બીરબલ તે વખતે પણ બોલ્યો નહિ.

એક દિવસ બાદશાહ અને બીરબલ ફરવા જતા હતા. એવામાં ત્યાંથી એક ઊંટ નીકળ્યું. બાદશાહે પૂછ્યું "બીરબલ! ઊંટની ગરદન વાંકી કેમ હશે?"

બીરબલે તરત જ જવાબ આપ્યો.

"હુઝૂર! એણે કોઇને કાંઇ વચન આપ્યું હશે!"

આ જવાબ સાંભળી બાદશાદ સમજી ગયા કે બીરબલે મુદ્દાસર મને કહ્યું ખરૂં. ત્યારબાદ બાદશાહે તુરત જ બીરબલનું વચન પાળ્યું.

## (૬૫) રામનામથી પથરા પણ તરે છે.

એક વખત બાદશાહે કહ્યું. "બીરબલ, હિંદુ લોકો કાગળ લખતી વખતે 'રામ' લખે છે તો હવેથી તે કાઢી મારૂં નામ લખે એવો હૂકમ બહાર પાડો."

બીરબલે કહ્યું, "નામવર, એમાં કોઇ જાતનો વાંધો નથી પરંતુ સવાલ એ છે કે રામનામથી પથરા પણ તરે છે તો આપના નામથી તરતા હોય તો એમ કરીએ." બીરબલનો આ જવાબ સાંભળી બાદશાહ શું જવાબ આપવો એના વિચારમાં પડી ગયા. અને પોતાની વાત પડતી મૂકી.



# નવાં પુસ્તકો

| | |
|---|---|
| આમ્રપાલી ભા. ૧-૨ | ૬-૦-૦ |
| સંસ્કારલક્ષ્મી | ૬-૧૨-૦ |
| ઘરનીરાણી | ૬-૧૨-૦ |
| જીવન સખી | ૪-૪-૦ |
| વીસમી સદીનું પાકશાસ્ત્ર | ૨-૮-૦ |
| હિંદુ ધર્મ | ૪-૪-૦ |
| પુણ્યશ્લોક ગાંધીજી | ૪-૪-૦ |
| ભાતભાતનું ભરતકામ | ૧-૦-૦ |
| વનિતા વિનોદ | ૩-૮-૦ |
| વ્રતોત્સવ | ૩-૧૨-૦ |
| મારૂં જીવન ને કાર્યક્ષેત્ર | ૧-૧૨-૦ |
| નાનાફડનવીસ | ૧-૦-૦ |
| મોક્ષદા | ૩-૦-૦ |
| એને ચરણે | ૧-૪-૦ |
| રતની ને બીજી વાતો | ૧-૪-૦ |
| પ્રભાનો ભાઈ | ૩-૦-૦ |
| માનવ હૈયા | ૧-૮-૦ |
| મારૂં ભવિષ્ય ભા. ૧-૨-૩-૪ | ૮-૪-૦ |
| ભવિષ્યવાણી | ૬-૧૨-૦ |
| ભાગ્યોદય યાને વ્યાપારી ભવિષ્ય | ૫-૦-૦ |
| એક કદમ આગે | ૩-૦-૦ |
| આધુનિક વ્યાપારી મીત્ર | ૯-૦-૦ |
| પૈસા તમારા છે યાને વેચાણ કળા | ૫-૧૨-૦ |
| કમાણીની કળા | ૩-૦-૦ |
| લગ્નનો આનંદ | ૩-૧૨-૦ |
| વાત્સ્યાયન કામસૂત્ર | ૬-૧૨-૦ |
| સ્ત્રી પુરૂષનો પ્રેમ વિલાસ | ૪-૪-૦ |





## સંસ્કારી કુટુંબો માટેનાં ગૃહ ઉપયોગી ગ્રન્થરત્નો

| | |
|---|---|
| સંસ્કાર લક્ષ્મી | બુદ્ધિ વિકાસ |
| ઘરની રાણી | ભગવાન બુદ્ધ |
| ગૃહિણી ભૂષણ | વિક્રમની વાતો |
| જીવન સંગી | બુદ્ધિધન બીરબલ |
| ગાંધીજીનાં જીવનપ્રસંગો | ભારતજનની કસ્તુરબા |
| જવાહર-કમળા | ગાંધીજીને જયવંદના |